# જ્યોતિ-રેખા

( પરિચયલેખક: શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ )

સુંદરજી ગો. બેટાઇ

એક રૂપિયો

પ્રથમાવૃત્તિ:–ઈ. સ. ૧૯૩૪ પ્રત : ૧૦૦૦



પ્રકાશક :

સુંદરજી ગો. બેટાઈ
C/o. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ
ગીરગામ બૅકરોડ—મુંબઈ. ૪



મુદ્રક : રણછોડભાઈ વા. પટેલ
મુદ્રણસ્થાન : નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ,
પી. ધનજીભાઈના કારખાના સામે,
અમદાવાદ.

નિગૂઢ કો મહાતત્ત્વ સંક્ષોભે ચિત્તને મ્હેં;
અધૂરો અપૂરી એને માનવીવાણ ગોચરે.

પ્રથમાવૃત્તિઃ–ઈ. સ. ૧૯૩૪ પ્રત : ૧૦૦૦



પ્રકાશક :
સુંદરજી ગો. બેટાઇ
C/o. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ
ગીરગામ બૅકરોડ—મુંબઇ. ૪



મુદ્રક . રણછોડભાઈ વા. પટેલ
મુદ્રણસ્થાન : નારાયણ પ્રિન્ટિંગ પ્રેસ,
પી. ધનજીભાઇના કારખાના સામે,
અમદાવાદ.

નિગૂઢ કો મહાતત્ત્વ સંક્ષોભે ચિત્તને ઝરે;
અધૂરો અધૂરી એને માનવીવાણુ ગોચરે.

# બે બોલ

આ સંગ્રહમાંનાં ખંડકાવ્યોને પુસ્તકબદ્ધ કરવાનો સંકલ્પ ધાર્યા કરતાં મોડો સિદ્ધ થયો છે. આ પાંચ ખંડકાવ્યોમાંનાં ચાર પૂર્વે 'વસન્ત,' 'પ્રસ્થાન,' 'કૌમુદી' વગેરેમાં પ્રગટ થયાં હતાં. 'શસ્ત્રસંન્યાસ' કાવ્ય અહીં પ્રથમ જ પ્રગટ થાય છે. આ કાવ્યસંગ્રહનો નામનિર્દેશ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં કાવ્યસર્જન કરતાં નામકરણ વિશેષ મુશ્કેલ હોય એવું મ્હને કંઈક થયું. છેવટે 'જ્યોતિ-રેખા' નામ રાખવાનું નક્કી કર્યું. ત્હેના વિશે ખુલાસો સંગ્રહના આરંભમાં ન્હાના કાવ્ય વડે જ કર્યો છે. આથી વિશેષ આ સંગ્રહ વિશે મ્હારે કશું કહેવાની ઇચ્છા નથી—જરૂર પણ ભાગ્યે જ જણાય છે.

મુરબ્બી શ્રી નરસિંહરાવભાઈએ, શારીરિક અસ્વાસ્થ્ય છતાં, આ લઘુ કાવ્યસંગ્રહનો પરિચય ગુજરાતને કરાવવાની મ્હારી વિનંતિનો સ્વીકાર ઘણા મમત્વથી કર્યો હતો. આ કાર્ય કરવામાં એમને ઘણો શ્રમ પડયો છે એનું મ્હને દુઃખ રહ્યા કરે છે. એમના પરિચયલેખને હું તો આશીર્વચન જ સમજું છું; અને આશીર્વચનનો સ્વીકાર મૌનયુક્ત નમસ્ક્રિયા વડે જ કરવો ઉચિત ગણું છું.

મ્હારા પરમ મિત્ર ભાઈ ભાનુશંકર બી. વ્યાસે આ સંગ્રહમાં પોતાનું અર્થાવવરણ જોડીને કરેલો ઉમેરો તો કાવ્ય-સંગ્રહ જોનારને અવશ્ય દૃષ્ટિએ પડશે; પરંતુ આ કાવ્યસંગ્રહનો પરિચયલેખ લખાવા મુરબ્બી શ્રી નરસિંરાવભાઈને ત્યાં અનેક વાર એમને બાર જવું પડયું છે અને તે ઉપરાંત કાવ્યસંગ્રહની પ્રસિદ્ધિને લગતી ન્હાનીમ્હોટી સઘળી જવાબદારી આદ્યન્ત એમણે ઉપાડી છે એ વાત જાહેર કરવાની જરૂર મ્હને જણાય છે. એમના આ બન્ધુકૃત્ય માટે પ્રગટ રીતે આભારશબ્દ ઉચ્ચારી સંયમભંગ હું નહિં કરૂં.

'સિદ્ધાર્થનું સ્વપ્ન' કાવ્ય પરત્વે શ્રી. રામનારાયણ વિ. પાઠકે કેટલીક અર્થપૂર્ણ સૂચનાઓ કરેલી તે માટે અત્રે એમનો આભાર માનવો એ કર્તવ્ય થઈ પડે છે. શ્રીયુત બચુભાઈ રાવતે પુસ્તકનાં પૂંઠાનાં ચિત્ર તથા છપામણી વિષે પોતાના અનુભવ અને કલાની દૃષ્ટિનો લાભ મ્હને આપ્યો છે તે માટે એમનો આભાર માનવાનું પ્રાપ્ત થાય છે.

દોષમુક્ત મુદ્રણનો અત્યંત આગ્રહ છતાં આ ન્હાના પુસ્તકને પણ શુદ્ધિપત્ર જોડવું પડયું છે. તે મ્હને અવશ્ય ખૂંચે છે. વાચકવર્ગને શુદ્ધિપત્રમાં બતાવેલી ભૂલો પ્રમાણે પુસ્તકમાં સુધારા કરી લેવા વિનંતિ છે.

મ્હારાં ન્હાનાં કાવ્યોનો સંગ્રહ પણ મ્હેં તૈયાર કરવા માંડયો છે. અનુકૂલતાએ તે ગુજરાતના કાવ્યરસિકો પાસે મૂકવા હું ઉમેદ રાખું છું.

મુંબઈ, તા. ૩૧-૧-૩૪ } સુંદરજી ગો. બેટાઈ

જીવન અને સાહિત્યના સમન્વયની મ્હને
પ્રથમ દીક્ષા આપનાર

**પૂજ્ય કલ્યાણરાય નથુભાઈ જોશીને**

# અર્પણ

# દોષશુદ્ધિ

## 'परिचय'

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૮ | dım | dim |
| ૨૦ | ૨૦ | કંઇક | કંઈક |
| ૨૨ | ૨ | તર્કશ્રેં ખણી દિત | તર્કશ્રેણી ખચિત |
| ૨૪ | ૧૪ | દ્રાપદી | દ્રૌપદી |
| ૨૪ | ૨૧ | રૂદ્રરૂપ | રુદ્રરૂપ |
| ૨૪ | ૨૨ | દ્રાપદી | દ્રૌપદી |
| ૨૬ | ૨૫ | પુંરૂપાણુ | પું રૂપાણુ |

## કાવ્યો

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | કહું | કરું |

સાતમી પંક્તિનો છેલ્લો શબ્દ 'મળે' આઠમીના આરમ્ભમાં વાંચવો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૯ | ઋણ વિનમ્ર ભાવ | ઋણવિનમ્રભાવ |
| ૫ | ૭ | કારુંણ્યમૂર્તિ | કારુણ્યમૂર્તિ |
| ૧૦ | ૮૩ | ડબે | ડુબે |

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૧૦૪ | ટંપાય | ટૂંપાય |
| ૧૫ | ૧ | ડબ્યું. | ડૂબ્યું |
| ૧૭ | ૧૦ | ઝૅપેલ | ઝૂપૅલ |
| ૨૭ | ૮ | ભૂમિમયા | ભૂમિમેયા |
| ૩૫ | ૧૦ | હયે | હૈયે |
| ૩૫ | ૧૬ | વમુગ્ધ | વિમુગ્ધ |
| ૪૧ | ૮ | સુવણ | સુવર્ણ |
| ૪૨ | ૧ | ડબે | ડૂબે |
| ૪૩ | ૫ | હેયે | હૈયે |
| ૪૩ | ... | અનુષ્ટુપ | અનુષ્ટુપ્ |
| ૪૩ | ૧૭ | ડબી | ડૂબી |
| ૪૩ | ૧૮ | અડબ્યા | અડૂબ્યા |

## અર્થવિવરણ

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧૩ | અપૂર્વ | અનુપ |
| ૧૧ | સથાળું | શસ્ત્રસંન્સ | શસ્ત્રસંન્યાસ |

# परिचय

તારીખ ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૩૧ને દિવસે મ્હારાં ૭ જાહેર વ્યાખ્યાનોમાંના બીજા વ્યાખ્યાનને પ્રસંગે મ્હેં એક પ્રશ્ન ચર્ચ્યો હતો: કાવ્યમાં કિયો રસ શ્રેષ્ઠ? કેટલાક પંડિતો શૃંગારરસને પ્રાધાન્ય આપે છે; કેટલાક કરુણરસને. વિપ્રલમ્ભ શૃંગારમાં કરુણરસની છાયા અન્તર્ગત હોયછે એ ભૂલવાનું નથી. મ્હારે મતે કરુણરસ ઉત્તમ રસ છે. માટે જ મ્હેં એક સ્થળે કહ્યું છે કે,

ત્ય્હારે તું ગાન કંઈ શોક ભરેલ ગાતો<br>
ત્હેંને ભલે જ, જળધોધ! ન મૂક થાતો:

ગમ્ભીર આ હૃદયવાદ્ય ભલે જગાવે,

આ વાદ્યને કરુણગાન વિશેષ ભાવે.*

જેવી રીતે વિપ્રલમ્ભ શૃંગારમાં કરુણરસના અન્તર્નાદ હું સાંભળું છું તેવી જ રીતે શાન્તરસનાં કાવ્યોમાં પણ કરુણરસનું સ્થાન હું જોઇ સકું છું. આ વિચારો દર્શાવીને તે ભાષણને પ્રસંગે કેટલાંક શાન્તરસનાં કાવ્યો ઉદાહરણરૂપે મ્હેં ચર્ચાવિષય બનાવ્યાં હતાં. ત્હેમાં રા. સુંદરજી બેટાઇનું 'तमसो मा ज्योतिर्गमय' નામનું જે કાવ્ય મ્હેં ઉપસ્થિત કર્યુંહતું તે આ સ્થળે ઊતારવું ઉચિત છે.

## तमसो मा ज्योतिर्गमय

(૧)

ઘૂમી ઘૂમી ગહન ગગનમાં
ઘેરાયે મુજ આંખ:
તિમિરે ઘેરાયે મુજ આંખ!
ઊડી ઊડી અનન્ત નભમાં
થાકે આશાપાંખ:
મ્હારી થાકે આશાપાંખ!

* હૃદયવીણા: જળઘોષ.

(૨)

કાળાં કંઈ વાદળને વેર્યાં;
વીંઝી વિદ્યુદ્‌ઝાળ;
માયાવી રાક્ષસસેના સમ
ઊઠે મેઘની માળ;
પાછી ઊઠે મેઘની માળ!
ઘૂમી ઘૂમી ગહન ગગનમાં ... ...

(૩)

જીતીને દુર્જય એ ઘનદલ
પહોંચીશ હું એ હાર
વિલસે જ્યાં એ તેજ અનુપમ,
અનહદ ને પ્રેમાળ,
સનાતન, શાન્ત, સુરમ્ય, રસાળ?
ઘૂમી ઘૂમી ગહન ગગનમાં ... ...

આ વાંચ્યાથી સહજ જણાઈ આવશે કે તિમિરમાંથી જ્યોતિમાં જવા માટે તલસી રહેલો માનવઆત્મા કે'વા કરુણ ઉદ્‌ગારો કરેછે. એક તરફ અન્ધકારથી ગુંગળાઇ જાયછે છતાં, દૂર છતાં સમીપ પ્રત્યક્ષ થતા પ્રેમલ જ્યોતિની ઝાંખી થવાથી આત્મા અપૂર્વ ઉલ્લાસમાં આવેલો જણાયછે. આ ઠેકાણે શાન્તરસ અને કરુણરસનો અવિચ્છેદ્ય સંયોગ દૃશ્યમાન થાયછે.

વિચારસૃષ્ટિ સ્વપ્નઘટનામાં અચિન્તિત સંક્રમણ કરેછે. એવી રચના સિદ્ધાર્થના આ કાવ્યમાંના સ્વપ્નમાં આલેખાઈ છે. પરંતુ એક વિશેષ નોંધવા જેવો છે; ઍડ્વિન આર્નૉલ્ડે સિદ્ધાર્થને આવતાં સ્વપ્નાંનું સામાન્યરૂપે આલેખન નીચેની પંક્તિયોમાં કરેલુંછે:

In which calm home of happy Light and Love,
Lived our Lord Buddha, knowing not of woe,
Nor want, nor pain, nor plague, nor age, nor death,
Save as when sleepers roam dim seas in dreams,
And land awearied on the shores of day,
Bringing strange merchandise from that black voyage,
Thus ofttimes, when he lay with gentle head,
Lulled on the dark breasts of Yashodhara,
Her fond hands fanning slow his sleeping lids,
He would start up and cry, "My world! Oh world!
I hear! I know! I come!"

આ સામાન્ય આલેખનમાંથી એક વિશિષ્ટ સ્વપ્નદર્શન રા. ખેટાઈએ પ્રતિબિમ્બિત કર્યુંછે. રા. ખેટાઈના આ પ્રતિબિમ્બને કાંઈક સમજતી અને કાંઈક ના સમજતી યશોધરાના હૃદયભાવનું દર્શન સુન્દર રીતે કરાવાયુંછે :

કાન્તના ઉરનો કંપ સમજે ન યશોધરા,
શકે કેમ સહી તોયે આર્દ્રચિત્તા પતિપ્રિયા?
આર્યના આર્ય હૈયામાં અજાણ્યાં અનુકમ્પનો
ઊઠયાં ઝણઝણી, તેથી વદતી કરુણસ્વરા:—

"દહન ગુપ્ત રહ્યાં તવ અન્તરે
પ્રિય! મ્હને નહિં કેમ દહે અરે?
સમજું કૈં તુજ અન્તરદુઃખ જો
કંઈક નાથ! કૃતાર્થ બનું હું તો.

ભોગવ્યા વૈભવો મોંઘા હૂંફાતાં તુજ હૂંફમાં;
લેખતી હું નહિં એમાં પૂરી જીવનધન્યતા.
ત્હારી અન્તર્ગુહામાંહે, ખસેડી મૌનની શિલા,
પ્રવેશાવ મ્હને વ્હાલા! દુઃખભાગી ચહું થવા.”

આ છાયાનું બીજદર્શન The Light of Asiaની નીચેની પંક્તિ-યોમાં કરી સકાશે.

.. And she would ask,
“What ails my Lord?” with large eyes terror-struck.
Then would he smile to stay her tears.

પ્રસ્તુત કાવ્યના આ અંશમાં અપહરણ હું નથી જોતો; માત્ર આછી પ્રેરણા સંભવેછે. અને પ્રેરણાએ આપેલા બીજનો વિકાસ સુલગ વિચાર અને વાણીમાં ઉપસ્થિત કરાયોછે. સિદ્ધાર્થનાં આશ્વાસનવચનને પણ The Light of Asiaમાંના સામાન્ય ઇશારાને વિશિષ્ટ શબ્દોમાં રૂપ આપ્યુંછે. The Light of Asiaમાં આ પછી સિદ્ધાર્થના શ્રવણમાં દિવ્યગીત પડેછે ત્હેના સંસ્કાર અજ્ઞાત રીતે લઈને રા. બેટાઈના આ કાવ્યમાં પંક્તિ ૭૩ થી ૭૬ પંક્તિ ૮૩ થી ૮૬ તથા પંક્તિ ૮૯ થી ૯૨, રૂપાન્તર-વિચારનું તેમજ શબ્દનું રૂપાન્તર-પામીને પ્રગટ થાયછે. આ વિશે પ્રમાણ જોઇતું હોય તો સં. ૧૯૮૩ના માઘના વસન્તમાં 'દિવ્યગીત' એ મથાળાથી આપેલાં બે કાવ્યોમાંથી રા. બેટાઈનું કાવ્ય જોવું. B. A. નો અભ્યાસ કરતી વખતે The Light of Asiaમાંના એ ગીતનું ભાષાન્તર એઓએ બીજા વિદ્યાર્થીઓની સાથે કરેલું હતું.

સિદ્ધાર્થના આ સ્વપ્નદર્શનની સૂક્ષ્મ આગાહી આપનારી રા. બેટાઈની બે પંક્તિયો અસાધારણ કલાવિધાન સૂચવે છેઃ

પૂર્વમાં તાણુચ્યો તારો, વાયુમાં કંપ કૈં થયો,

નિદ્રામાં લીન પૃથ્વીએ ન જોયો, ન અનુભવ્યો.

આ કલાવિધાનની ખૂબી શબ્દોથી વિવરણ કરીને દર્શાવવાને બદલે રસિક જનોની રસવૃત્તિનેજ સોંપુંછું.

The Light of Asia માંના પ્રસંગોથી ભિન્નતા પાડનારા બે અંશ રા. બેટાઈના કાવ્યમાંના, નિર્દિષ્ટ કરવાનું મન થાયછે. (૧) આ કાવ્યમાં રાહુલ જન્મ પામી ચૂકેલો માન્યોછે. એ અંશમાં રા. બેટાઈ અશ્વઘોષને અનુસર્યા જણાયછે. (નૂપુરઝંકારની પૂરવણી ૫ જુઓ.) ઍડ્વિન આર્નોલ્ડે તો મહાભિનિષ્ક્રમણને પ્રસંગે રાહુલને માતાના ઉદરમાં જ રહેલો કલ્પ્યોછે. (૨) ઍડ્વિન આર્નોલ્ડના મહાભિનિષ્ક્રમણપ્રસંગમાં સિદ્ધાર્થ સર્વનો ત્યાગ કરીને ચાલ્યો ગયો એ સ્થિતિ છે. ત્યાં સુધી ગયા વિના જ રા. બેટાઈના કાવ્યમાં માત્ર સ્વપ્નદર્શન અને ત્હેને પરિણામે સિદ્ધાર્થની અર્ધમૂઢતા દર્શાવીને કાવ્યની સમાપ્તિ કરવામાં આવીછેઃ

ક્ષુબ્ધ, આશ્ચર્યથી મુગ્ધ, મીંચ્યાં નેત્ર ઉઘાડતો,
સ્વપ્નદ્રષ્ટા સુસિદ્ધાર્થ જાણતો ને ન જાણતો.

અને એમ કર્યું છે તે જ કાવ્યની પ્રતિજ્ઞાને અનુરૂપ છે.

## સુલોચનાનું લોચનદાન

આ મથાળું બદલીને રા. બ. ક. ઠાકોરે 'મદનવિજયી લોચન-દાન' એમ હેમની 'કવિતાસમૃદ્ધિ'માં મૂક્યુંછે. તેમ કરવાથી કવિનાં હાર્દ તથા વક્તવ્યધ્વનિ બંનેને કંઇક અન્યાય અપાયા જેવું થાયછે તેથી હું તો કવિનું જ મથાળું સ્વીકારુંછું.

આટલું જ નહિં પણ મૂળ કાવ્યના આરમ્ભના ચાર શ્લોક ઉડાવી દઇને રા. ઠાકોરે કાવ્યનો આરમ્ભ કર્યોછે; પુણ્યની શાન્ત મૂર્તિરૂપ સુલોચનાને પર્ણકુટીમાં બેઠેલી ચિત્રના આરમ્ભમાં જ મૂકી છે. તેમ કરવામાં રા. બ. ક. ઠાકોર એક પ્રકારની કલાની ચારુતા સધાયછે એમ માનતા હશે અને એક દૃષ્ટિથી તે ખોટું પણ નથી;

પરંતુ એ ચારુ ચિત્ર માટેની અનુકૂળ પશ્ચાદ્ભૂમિ અને પ્રવેશક વૃત્તાન્ત જે પ્રથમના ચાર શ્લોકોમાં રજુ કરાયછે ત્હેનો લોપ કરવાથી રા. બ. ક. ઠાકોરે માનેલી કલારચના કાંઈક ખંડિત પણ થતી લાગે છે. ત્રીજા ખંડમાંનો બીજો શ્લોક પણ ઉડાવી દેવાથી ચિત્રના વિકાસક્રમને હાનિ થઇછે.

ભિક્ષુ લાંબું મૌન ધારીને બેઠો; સુલોચનાએ મૌનનું કારણ પૂછ્યું; ભિક્ષુના હૃદયમાં સ્મર પ્રગટ થતાં એ ઉત્તર આપેછેઃ

બપૈયો હું ઝુરું વ્હાલી, પ્રેમવન્હિ વિશે મહા;
શીળું પીયૂષ વર્ષીને ઠાર ઓ શશિશીતલા !

આ શ્લોકમાં બપૈયો, પ્રેમવન્હિ, અને શશિશીતલા એ શબ્દોથી કંઇક રૂપકકલ્પનામાં કવિયે ગૂંચવાડો કરી દીધો લાગેછે; તે ભલે. આ એની પ્રાર્થનાવાણીનું પરિણામ સહસા આઘાતરૂપે સુલોચનાના હૃદય ઉપર થાયછે. આ સ્થિતિને પરિણામે પ્રકૃતિમાં થયેલા વિકારો "દે ઢાંકી વાદળ પટે........"ઇત્યાદિ વર્ણનમાં દર્શાવાયાછે. તે વર્ણનમાંની માત્ર ચાર પંક્તિયો સ્વીકારી બાકીની ચાર અનુપમ પંક્તિયો રા. બ. ક. ઠાકોરે શા માટે ટાળી દીધી હશે તે સમઝાતું નથી. વખતે એ ચાર પંક્તિયોમાં અસત્યભાવારોપણ તેમને તીવ્ર તો નહિં લાગ્યું હોય !

રે બન્ધુ, તું ક્યમ ભૂલે હું છું બુદ્ધપુત્રી?
ત્હારા ય મા વિસર છે ગુરુ બુદ્ધદેવ;
બાંધ્યાં સખા! ઉર સહોદરભાવસૂત્રે,
તે તોડવા વિતથ યત્ન કરે તું શાને?

આ શ્લોકમાં પોતાના ગુરુબન્ધુને સુલોચના સહોદરભાવ તોડવા માટે ઠપકો દે છે; તે પછી,

હોયે કદી ન મુજશું તુજ બ્હેનભાવ
તો યે ઘટે શું કરવી મુજ શીલહિંસા?

એ બે પંક્તિયોમાં જે વિચારનો અને દલીલનો વિકલ્પ કવિયે રજુ કર્યોછે તે બે પંક્તિયો ટાળી નાખવાથી વળી તર્કશ્રેં ખણ્ડિત થાયછે એ પણ રા. બ. ક. ઠાકોર જોઈ સક્યા જણાતા નથી. પછીના ભિક્ષુના વચનમાં શીલહિંસા અને પ્રેમહિંસા એ બેની તુલના કરી છે તે રા. બ. ક. ઠાકોરના ઉતારામાંથી જતી રહેછે; એટલું જ નહિં પણ તરત જ

'નહિં નહિં ભ્રમકેરી જાળ ગૂંથી ગૂંથીને!

ઇત્યાદિ વચનમાંની ભ્રમની જાળને પણ ઉનતા આવે છે. આઠમા ખંડમાં,

મેઘલી ધ્રુરકે ઘેરી રજની રાક્ષસી સમી,
તમિસ્રા કામની કાળી ભિક્ષુને ઉર શોરતી.

એ શ્લોકમાં રહેલો પ્રતિવસ્તૂપમા અલંકાર કેવળ વૃથા અલંકાર નથી પરંતુ ભિક્ષુનું હૃદય અને બાહ્ય પ્રકૃતિ એ બે વચ્ચે સૂક્ષ્મ સમ્બન્ધ— આધ્યાત્મિક સમ્બન્ધ સ્થાપેછે. કાવ્યના આરમ્ભમાં રાત્રિના તિમિરનું વર્ણન છે; ત્હેમાં આ કથાના બનાવની પૂર્વચ્છાયા ધ્વનિત થાયછે, અને આ શ્લોકમાંની ધ્રુરકતી રજનીના ઉપસ્થાપનમાં ભિક્ષુના હૃદયમાં વધતા જતા તિમિરનું ચિત્ર આલેખાયુંછે. આ બધાનો વિનાશ કરનારી ચેષ્ટાને શું નામ આપવું?

કાવ્યની સમાપ્તિની પંક્તિયોમાં રા. બ. ક. ઠાકોર અતિમિતાક્ષરતા દોષરૂપે જુએછે; પરંતુ સુલોચનાએ જે આશ્ચર્યજનક ઝડપથી ભિક્ષુએ સ્તુતિપાત્ર કહેલાં અમીનિર્ગળતાં લોચનો કાઢીને આપ્યાં, તેકૃતિ માંની ઝડપ, સાહસ, તથા ચમત્કાર આ મિતાક્ષરતામાં સધાયછે એમ હું તો માનુંછું. આ કથાની મૂળ વાર્તામાં પણ લોચનદાન ઝડપથી જ કરેલું બતાવાયુંછે. હેમાં 'ત્હારી આંખ્યોથી મ્હને કાંઇ વિશેષ પ્રિય નથી' એ ઉદ્દગારના પ્રતિધ્વનિમાં લોચનની નિન્દા કરીને 'લે આ ત્હારી આંખ્ય' એટલો ઉચ્ચાર કરીને સુલોચનાએ અનાસક્તિભાવ પ્રગટ કર્યોછે. મૂળ વાર્તા આ સંગ્રહની ટીકામાં વાંચી લેવા વિનંતિ છે.

રા. બ. ક. ઠાકોરના પ્રકાશનખેલ વિશે ચર્ચા કરતે કરતે પ્રસ્તુત કાવ્યના સુન્દર ધ્વનિ વગેરેનું દર્શન આપણે કર્યુંજ છે. તેથી વધારે વિસ્તાર ના કરતાં માત્ર એક પ્રશ્ન આડકતરી રીતે કવિયે છેડયોછે તે બતાવીને સંતોષ માનીશું. સુલોચના ભિક્ષુને કહેછે:

"નવ નવ કદી હોયે પ્રેમ ને કામ એક;
નવ પરખી શકે શું અગ્નિ ને આગિયાને?"

અહિં પ્રેમ અને કામ વચ્ચેનો ભેદ સંક્ષેપમાં સૂચવાયોછે. મ્હેં 'જયાજયન્ત'ના અવલોકનમાં આ પ્રશ્ન સવિસ્તર ચર્ચ્યોછે તે વસન્ત સં. ૧૯૭૧ના માર્ગશીર્ષના અંકમાં પૃ. ૬૮૨–૮૩ માં જોવાથી જણાશે. 'વિવર્તલીલા' અંક ૧૧માં પ્રેમના નહિં પણ કામવાસનાના અગ્નિને પ્રજ્વલિત કરનાર 'અનંગતણું તણપાંતીકું' હરણ કરી આણેલી કન્યાને વિશે વિશેષણરૂપ બતાવીને ચર્ચા કરી છે તે તરફ પણ અંગુલીનિર્દેશ કરૂંછું (વિવર્તલીલા; પૃ. ૮૩–૮૪.) અહિં કામનું ઉપમાન આગિયો અને પ્રેમનું ઉપમાન અગ્નિ એ યુગ્મમાં અગ્નિને બદલે સજીવ જ્યોતિનો અર્થ દર્શાવનારો શબ્દ હોત તો વધારે શોભત એમ ક્ષણવાર લાગેછે. એ પછીના શ્લોકમાં બુદ્ધના મોંઘા બોધને માટે 'ગહનતિમિરમાંહે જ્યોતિ દર્શાવનારા' એમ કવિએ કહ્યુંછે તે એમનાજ 'तमसो मा ज्योतिर्गमय' ની ભાવનાનું દર્શન કરાવેછે.

આ કાવ્યના પ્રકાશનમાં રા. બ. ક. ઠાકોરે પાડેલાં ગાપચાં અને કરેલા કોઈ કોઈ ફેરફારથી આ ખંડકાવ્યની ખંડકાવ્યતા જતી રહે છે. કોઈ સુન્દર ઇમારત ચણાઇ હોય ત્હેમાંથી કારીગરીવાળી શોભાઓ–બારી બારણાં વગેરેની–તોડી નાંખ્યાથી જે રસહાનિ થાય તેવો જ આ પ્રકાર છે. Literary Vandalism (સાહિત્યમાં વિધ્વંસક ક્રિયા) જેવી વસ્તુ અનિષ્ટ ગણાય એ વાતનું વિસ્મરણ થવું ના જોઇયે.

**શસ્ત્રસંન્યાસ**

આ અસાધારણ સામર્થ્યવાળું કાવ્ય કલ્પના, વિચારો, તેમજ ત્હેને મૂર્તરૂપ આપનારી અનુરૂપ શબ્દયોજના એ સર્વમાં, સામર્થ્યથી ભરેલું છે.

શ્રીકૃષ્ણ ભારતવર્ષના મહાયુદ્ધની પૂર્વે પોતાની યોગદૃષ્ટિથી અપૂર્વ દર્શન જુએછે. ભૂતનાં દૃશ્યોને પ્રત્યક્ષ કરી આ ધર્મવીર એકજ કઠિન નિર્ણય ઉપર આવેછે. એ નિર્ણય સુધી પહોંચતાં પડેલાં પોતાના હૃદયનાં ઊંડાં મન્થનો વિલક્ષણ સ્વપ્નદર્શનરૂપે પ્રત્યક્ષ થાયછે. દુર્યોધને પ્રિય પાંડવોની ઉપર કરેલા મર્મઘાતી અનેક પ્રહારો શ્રીકૃષ્ણના નયનની સંમુખ આવી,

'આજે બનીને શતધાર શસ્ત્ર
શ્રીકૃષ્ણના અન્તરને વિદારે.'

એ પ્રસંગે સૌજન્યની સૌમ્ય મૂર્તિ અને 'સતીત્વની શોભન ભવ્ય ભાવના' દ્રાપદી પોતાનું સૌમ્ય સ્વરૂપ તજી દઇને આ દર્શનના ચિત્રમાં ચંડનેત્રથી અંગાર વર્ષતી દુર્ધર્ષ કાલરાત્રિનું રૂપ ધારણ કરે. એ ભાવવર્ણન કાવ્યના શરીરમાં જ જોવાથી કવિની રચનાની ખૂબી સમઝાશે. દ્રૌપદીને અખિલ જગતને પોતાના ખપ્પરમાં ભરવાને અવતરેલી યોગમાયા માનવામાં આવેલી છે તે માન્યતાનો ઉપયોગ કરીને કવિયે પોતાની શક્તિથી અપૂર્વ ચિત્ર-રચના આપણી સમક્ષ રજુ કરીછે.

પાંડવો પાંચ જાણે આ રૂદ્રરૂપ ધરી રહ્યા;
દ્રાપદી વીજળી જેવાં, શક્તિરૂપ રમી રહ્યાં.

આ ઘોરભીષણ ભાવિદર્શનથી શ્રીકૃષ્ણના હૃદયમાં સહસા સંક્ષોભ થાયછે અને પરિણામે હેવો આવેશ હેના હૃદયમાં પ્રવેશ કરેછે કે,

"સ્વવીર્યની જ્વાળ પ્રચંડ ફેંકી
ગ્રસી લઉં પાપસમૂહને આ;
પ્રજાળીને પુંજ યુગોતણા આ
નિર્મુક્ત આજે કરું ભૂમિમૈયા."

પરંતુ આ આવેશના કરાલ શબ્દો અન્તરમાં ભભૂકવાની સાથે જ 'સંયમ દંડધારક' શ્રીકૃષ્ણે એ આવેશના શબ્દોને 'પ્રશાન્તિનાં નીર વિશે શમાવ્યા.' શી રીતે શમાવ્યા તે કાંઈક ભાવચિત્રના આલેખનમાં પુનરુક્તિનો આભાસ આણીને કવિ કહેછે:

પ્રવાત વાયા પ્રલયાન્ત કેરા
કંપાવતા ભીષણશબ્દ સૃષ્ટિને;
ઝંઝાનિલો મોહતણા શું વાતા
મૂંઝાવતા કૃષ્ણની આત્મદૃષ્ટિને.

તથાપિ

પ્રકાશથી સૂર્ય સહસ્રરશ્મિ
તમિસ્રના ભીષણ સૈન્ય ડારે;
પ્રકાશ–આત્મા ત્યમ વાસુદેવ
નિવારતા મોહ મહાપ્રકાશે.

આ સાત્ત્વિક સ્થિતિ સ્થિર થવાની સાથે,

શસ્ત્રસંન્યાસની દીક્ષા લીધી એ તત્ત્વચિન્તકે
પ્રતિજ્ઞા ચિત્તમાં કીધી ભવ્ય જીવનનાયકે:

"પ્રિય સુદર્શન! ભૂષણ રહે બની
ગતિ વિનાશ વિશે કરવી નહિં;
બનવું નિશ્ચય અર્જુનસારથિ,
ધરવું શસ્ત્ર ન કિન્તુ કરે કદી."

પોતાનાં શસ્ત્ર ફેંકી દઇને વિરક્તિ પામેલા અર્જુનને ભવિષ્યમાં શસ્ત્રગ્રહણ કરવાનો ઉપદેશ કરનારા શ્રીકૃષ્ણે પોતે આ પ્રતિજ્ઞા કરી તે સ્થિતિમાં વિરોધદર્શન જોવાની જરૂર નથી.

આ પ્રતિજ્ઞાનો જન્મ કવિયે–

'આવી કૈંક વહી રાત્રિ કૃષ્ણને ભાવિદર્શને.
આ કરૂં તે કરું વા હું ત્હેના ચિન્તનનિર્ણયે.'

એમ અનેક રાત્રિયોના અનુભવમાં દર્શાવ્યોછે તે મ્હને કંઈક કલાઘટનામાં શિથિલતા સૂચવનારો લાગેછે. આમ કરવાને બદલે આ સમર્થ યોગીને એક જ સ્વપ્નદર્શનના તાત્કાલિક પરિણામ રૂપે ચિત્ર આપ્યું હોત તો વધારે સુશ્લિષ્ટ રચના થાત.

આ કાવ્યના સમાપનમાં મ્હને બીજી એક શિથિલતા ખૂંચે છે. સુદર્શનને સંબોધીને પ્રતિજ્ઞા ઉચ્ચારી તેટલેથી જ કાવ્ય અટક્યું હોત તો ઠીક થાત. ત્હેને બદલે પૂર્વમાં ચન્દ્રમા ઊગ્યો અને ત્હેણે શ્રીકૃષ્ણને પ્રશ્ન પૂછ્યો એ શ્લોક, અને ત્હેને અંગે એ પ્રશ્ન યુગે યુગે પૂછાયછે, કૃષ્ણના હૃદયમાં એ પ્રશ્નના ધ્વનિ પ્રગટ થાયછે, કૃષ્ણ શોક અને સંક્ષોભથી નિઃશ્વાસો નાખેછે, અને એ હૃદયચિત્રને પ્રતિબિમ્બ આપતી પ્રકૃતિનું આ કાવ્યના અંતિમ શ્લોકમાં મૂકેલું ચિત્ર એ સર્વ આ કાવ્યના ખંડકાવ્યસ્વરૂપને શ્લિષ્ટતાનો નાશ કરીને વિચ્છિન્ન કરેછે. સુદર્શનને સંબોધનવાળા પ્રતિજ્ઞાના શ્લોક પછી નીચે પ્રમાણે અનુષ્ટુપ્ રાખ્યો હોત તો કલાયુક્ત રચના વધારે સુન્દર થાત.

પૂર્વમાં ચન્દ્રમા ઊગ્યો ઉદાસી ધૃતરાષ્ટ્રશો
પૃથ્વીના વીરને જાણે અનુમોદન આપતો.

આ કાવ્યમાં કવિના હૃદયમાં મહાત્મા ગાંધીની અહિંસાની ભાવના પ્રેરકબળ બની લાગેછે. અને રા. ઉમાશંકર જોશીના "વિશ્વશાન્તિ" કાવ્યથી એ પ્રેરણા પોષણ પામી હોય તો નવાઈ નહિં. વસ્તુતઃ "વિશ્વશાન્તિ" કાવ્યમાંના કેટલાક શબ્દો પણ અહિં અજ્ઞાતરૂપે પુનર્દર્શન આપેછે. પરંતુ એ પ્રેરણામાં હૃદ્ગતપણું જોતો નથી.

દામ્પત્ય

આ કાવ્યનો વિષય શિવ અને ભીલડીરૂપધારિણી પાર્વતીના સમાગમનો છે; તે સ્કન્દપુરાણમાં તેમ જ પ્રાચીન ગુજરાતી કવિયો પ્રેમાનન્દ વગેરેમાં કામમાં લેવાયોછે તે માત્ર બાહ્ય સામ્ય બાદ કરતાં રા. બેટાઈના આ કાવ્યમાં નવીન પ્રકારની જ ઘટના અપૂર્વ કવિત્વથી કરવામાં આવીછે. પ્રથમ શ્લોકમાં જ સાન્ધ્ય પ્રકાશ અને સરિતા એ બે વચ્ચે આત્મનો સહકાર આરમ્ભચિત્રરૂપે મૂકીને કવિયે કાવ્યના નાયકનાયિકા વચ્ચેના આત્મસંવાદનો પૂર્વધ્વનિ ઝણઝણાવ્યોછે. આ ધ્વનિ બીજા શ્લોકમાં જોવાનું મન થાયછે; પરંતુ સન્ધ્યા અને રવિનો સમ્બન્ધ કાવ્યનાં નાયક-નાયિકાનાં ઉપમાનરૂપે જોવાને બદલે શ્લોકના ઉત્તરાર્ધમાં યોગીની સમાધિની લીનતા સાથે બિમ્બપ્રતિબિમ્બભાવે દૃષ્ટાન્તાલંકાર જોવો ઠીક લાગેછે.

આરમ્ભમાં પશ્ચિમમાં આથમતો સૂર્ય અને પૂર્વમાં તાજો ઊગેલો ચન્દ્ર, સૌન્દર્યધન ઓવારી જતી વનશ્રી એ સમાધિસ્થ યોગીરાજ શિવની મૂર્તિની પછાડી રહેલી સુન્દર ચિત્રરચના કવિયે થોડાક જ પીંછીના સ્પર્શવડે ઉપસ્થિત કરીછે. આ સ્થિતિમાં ભીલડીનો વેશ ધરેલી પાર્વતીનો પ્રવેશ થાયછે. તે પ્રસંગે હેના સૌન્દર્યની દીપ્તિથી વનસૃષ્ટિ ઉપર મોહની છંટાયછે. યોગીરાજને શિલાપટ ઉપર પોતાની અન્તરની સૃષ્ટિમાં નિમગ્ન રહેલા જોઇને સુન્દરીના પગ થંભી જાયછે અને જે નિશ્ચયથી પોતે આવેલી તે ક્ષણભર સરી જાયછે. યોગીને સમાધિમાં બ્રહ્માંડના શ્રવણપાર રહેલા સંગીતનું શ્રવણ કરતો આલેખ્યોછે. હેમાં નાયિકાનું ગીત થોડી વાર પછી આવવાનું છે હેના વિરોધરૂપે કાંઈક સૂચન ગણવું કે કેમ હેનો નિર્ણય થતો નથી. નાયિકાનું હૃદય તપમાં ભંગ ન પાડવાની ઇચ્છાથી અચકાયછે છતાં તરત તે નિશ્ચય તજીને યોગીની સમીપ

આવેછે, અને તરત જ એ તપમાં અપરાધહીન સુભગ ભંગ પાડવાનો નવો જ માર્ગ આદરેછે; અને સમસ્ત વિશ્વને અમીવર્ષણોમાં ન્હવરાવતું ગીત આરમ્ભેછે. આ સ્થળે ગીતના પરિણામ પરત્વે બીજાં બે કાવ્યોનું સ્મરણ થાય છે. કાન્તના 'વસન્તવિજય'માં માદ્રીનું સંગીત શરુ થતાં,

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાયછે;
હાય! એક જ પાંડુના હૈયામાં કૈંક થાયછે.

એ અનુભવના વિરોધમાં આ કાવ્યમાં શિવની અલિપ્તતા ઉન્નત સ્થાનમાં સ્થિર રહેછે. આ કાવ્યમાં

એ સુન્દરીહલકનાં અમીવર્ષણોમાં
કેવું વિમુગ્ધકર વિશ્વ સમસ્ત ન્હાતું!

એ પંક્તિયો "ઘેલી બની......" એ પંક્તિની સાથે નિકટ સમ્બન્ધ પ્રગટ કરે છે છતાં અપહરણનો દોષ જણાતો નથી. સ્મરણમાં આવનારું બીજું કાવ્ય કુમારસંભવમાંથી જડશે. શિવ સમાધિલીન બેઠેલા છે; ત્યાં પાર્વતી પૂજનાર્થે આવેછે; ઇન્દ્રે મોકલેલો કામ પોતાના મિત્ર વસન્તને સહાયભૂત રાખીને શિવને ડગાવવા માટે આવેછે; તે વખતે કાલિદાસે ઉદ્દીપનસાધન અપ્સરાઓનું ગીત પ્રવિષ્ટ કર્યુંછે, પરંતુ—

श्रुताप्सरोगीतिरपि क्षणेऽस्मिन् हरः प्रसंख्यानपरो बभूव।

એ ગીતથી અવિચલિત શિવ આત્માનુસંધાનમાં સ્થિર રહે છે. રા. બેટાઇના કાવ્યમાં પણ

'ડૂબેલ કિન્તુ યતિ આત્મની ખેલનામાં
ગીતધ્વનિથકી અલિપ્ત'

શિવને રાખ્યા છે. આ સામ્યમાં પણ રા. બેટાઇની સ્વયંસ્ફુર્તિ જ હું જોઉંછું. આ કાવ્યમાં પરિણામે તો શિવના હૃદય ઉપર ધીમી ધીમી અસર

થયેલી બતાવી જ છે. ત્હેનું કારણ માત્ર સંગીત ન્હોતું; આ દમ્પતીના આત્માઓ પરસ્પર અદ્વૈતદશાને પામેલા હતા તેથી

આજે અબોલ નિરખે કંઈ બંધ નેત્ર
લીલા સુચારુ યતિ અન્તરદેવી કેરી.

અહિં પાર્વતીને ભીલડીના વેશમાં નિગૂઢ રહેલી છતાં શિવે શી રીતે ઓળખી? કવિ પોતે જ ઉત્તર દે છેઃ

ઢાંકે શિવા લલિત દેહતણી કલાને
છોને પ્રયત્નથકી કો' અણજાણ વેશે;
શોભાવિશેષ શુચિ આત્મની કૌમુદીને
ઢાંકી પરંતુ કદિ કેમ કરી રખાયે?

ન્હાનાલાલ કવિ કહે છે તેમ "આત્માએ આત્મનને ઓળખ્યો;" શરીર અથવા બાહ્ય વેશ સરી પડતાં "આત્માના ઐક્યનું ગાન અનેરું અનિલે વહ્યું." આ કારણથી જ શિવભીલડી સંવાદ જેવા અસૂચક નામકરણને બદલે આ કાવ્યને દામ્પત્યસંજ્ઞા સુઘટિત રીતે અપાઈ છે.

### સુવર્ણ દ્વારિકાનું સાગરનિમજ્જન

હાલ જે દ્વારિકાક્ષેત્ર છે તે પ્રાચીન દ્વારિકા નથી; પ્રાચીન દ્વારિકા તો સુવર્ણદ્વારિકા હતી અને તે કોઇ પ્રકૃતિના તુમુલને પરિણામે સાગરમાં લુપ્ત થઈ ગઈ; એ લોકકથા સુવિદિત જ છે. એ કથાનો પાયો લઈને આ કાવ્યની રચનામાં ત્રણ વિભાગ હું જોઉં છું. પ્રથમ વિભાગમાં પ્રલયકાળનાં પ્રકૃતિબળોના તુમુલનું સમર્થ વર્ણન છે. એ વર્ણન સંયમયુક્ત છતાં ઓજસ્વી છે. સ્નેહરશ્મિના 'શક્તિઓનો રાસ' નામના કાવ્યમાં, ખાસ પૂર્વાર્ધમાં તુમુલોનું પ્રબલ ચિત્ર પ્રગટ થયુંછે ત્હેનું સ્મરણ અત્યારે થાયછે; જો કે એ બંને વર્ણનોમાં પ્રયોજનભેદ અને ચિત્રફલકમાં ગોઠવણીનો ભેદ જણાઈ આવેછે. રા. બોટાદકરના કાવ્યમાં પ્રલયતુમુલને પ્રધાન

સ્થાન નથી અપાયું, કેમકે હેમના ચિત્રનું કેન્દ્ર સુવર્ણદ્વારિકામાં જણાયછે.

એ કેન્દ્રસ્થાને રહેલું ચિત્ર કાવ્યના મધ્યભાગમાં આલેખાયું છે તે પ્રથમ ભાગથી વિચ્છિન્ન ન થતાં કલાયુક્ત સંક્રમણ વ્યાપારથી ગૂંથવામાં આવ્યુંછે. દાખલા તરીકે

જલબલ અતિઘેલાં દ્વારિકાને સૌમાડે
વધુ વધુ વધતાં એ ફીણદંષ્ટ્રા કરાલ;
પ્રકૃતિ પ્રબલ રોષે ભાન ભૂલી ગયેલી
સુણતી નવ લગારે પૌરના આર્તનાદ.

લલિત શુભ ગ્રસાતી દ્વારિકા-આસ્યચંદ્રા
અમૃતધવલ આજે મૃત્યુની શ્યામ પાંખે;
ધસતી ધસતી આવે ઉગ્ર આ વારિસેના,
પલમહિં રચશે એ મૃત્યુનાં ઘોર રાજ્ય.

આ બે શ્લોકોમાં વધતાં સમુદ્રજલની કરાલ ફીણદંષ્ટ્રા, ધસી આવતી ઉગ્ર વારિસેના એ પૂર્વ ભાગના અંશોમાં પ્રકૃતિનાં ઘાતક બળોનું દર્શન વિચ્છિન્નરૂપે ન કરાવતાં, એ બળોનું દ્વારિકા ઉપર થયેલું પરિણામ પૌરના આર્તનાદ, દ્વારિકાના લલિત મુખચન્દ્રનું મૃત્યુરૂપી રાહુના ગ્રાસમાં પતન એ ચિત્રરેખાઓદ્વારા પ્રગટ કર્યું છે. એ પરિણામ વિશેષ સ્પષ્ટરૂપે આ બે શ્લોકોની વચમાંના શ્લોકમાં મૂર્તિમાન્ થાયછેઃ

પડું પડું કંઇ થાતા હેમના ઊર્ધ્વ દુર્ગ,
અતલ સરતી જાતી પૃથ્વીની પીઠ લાગે;
યદુકુલ વિભવોના ભવ્ય પ્રાસાદ રમ્ય
લવણગૃહસમા હા! ઓગળી આજ જાયે.

કાવ્યના આ મધ્યખંડમાં બનેલા ઉત્પાતને માટે બેત્રણ સુન્દર ઉપમાનોની કલ્પના કવિ કરેછે અને તત્કાળ ઉપમા અલં-

કાર છોડી દઈને વ્યતિરેક અલંકારનો આશ્રય લેછે. વ્યોમમાં વિલાસ કરતી બાલચન્દ્રાનું અંધારમાં પતન; સુગન્ધમય સ્નિગ્ધ વેલીનું કુહારના પ્રહારથી છેદન; ભાવિ સ્વપ્નોની કોડથી કલ્પના કરતી સુન્દરીનું મૃત્યુની ખાઈમાં નિમજ્જન; એ બધાં કલ્પનો કવિને અધૂરાં લાગેછે અને તેથી જ એ કહેછે:

"કંઈ કંઈ બહુ આવાં સામ્યદૃષ્ટાંત શોધું,
પણ નવ નવ કોઈ પૂર્ણ સાદૃશ્યવાળાં."

ગગનવિહારી કવિ શેલીએ પોતાના અનુપમ કાવ્ય Skylark નામનામાં કરેલા દર્શનનું અહિં સ્મરણ થાયછે. ભિન્ન ભિન્ન ઉપમાનો ગણાવીને આખર કવિ કહેછે:

એહ અને વળી અન્ય સ્વરૂપો, મુદમય, નિર્મળ, તાજાં રે
તે સર્વેથી ચઢે અધિક તુજ ગીત અલૌકિક સાચાં;
ઉપમા ક્યહાં શોધું?

રા. ખેટાઇએ શેલીની કલ્પનામાંથી અનુપ્રાણન લીધું હશે કે નહિં તે કલ્પી સકાય તેમ નથી; હશે તો પણ પરામર્શશક્તિના પાછલા પડમાં પણ નિગૂઢ હશે.

આ કાવ્યના ત્રીજા વિભાગમાં આ મહાવિનાશમાંથી બચી રહેલી એક જ વ્યક્તિ કવિ પ્રગટ કરેછે:

કલ્પાન્તે શમ્ભુના જેવું ઘોર અંધાર માપતું,
કૃતકૃત્ય સમું કો' આ વિનષ્ટિ ભવ્ય લક્ષતું?
વિલોકે વિશ્વને ઘોર ડૂબેલું નાશશાન્તિમાં
ઉદાસીન રહી પીપો ભક્ત કૃષ્ણતણો મદા.

કૃષ્ણભક્ત પીપો આ એકલદ્વીપના નિમજ્જનમાં વિશ્વની વિનષ્ટિ જુએછે તે માટે ત્હેની તીવ્ર ભક્તિને જ કારણભૂત ગણીશું. આ દર્શનથી શોકવૃત્તિનો અનુભવ હેને થતો નથી. અસાધારણ ઉદાસીનતાની વૃત્તિ જ એ અનુસરેછે. અને દિવ્ય આનન્દના વિલાસનો

સ્થાન નથી અપાયું, કેમકે ત્હેમના ચિત્રનું કેન્દ્ર સુવર્ણદ્વારિકામાં જણાયછે.

એ કેન્દ્રસ્થાને રહેલું ચિત્ર કાવ્યના મધ્યભાગમાં આલેખાયું છે તે પ્રથમ ભાગથી વિચ્છિન્ન ન થતાં કલાયુક્ત સંક્રમણ વ્યાપારથી ગૂંથવામાં આવ્યુંછે. દાખલા તરીકે

જલબલ અતિઘેલાં દ્વારિકાને સોંમાડે
વધુ વધુ વધતાં એ ફીણદંષ્ટ્રા કરાલ;
પ્રકૃતિ પ્રબલ રોષે ભાન ભૂલી ગયેલી
સુણતી નવ લગારે પૌરના આર્તનાદ.

લલિત શુભ ગ્રસાતી દ્વારિકા–આસ્યચંદા
અમૃતધવલ આજે મૃત્યુની શ્યામ પાંખે;
ધસતી ધસતી આવે ઉગ્ર આ વારિસેના,
પલમહિં રચશે એ મૃત્યુનાં ઘોર રાજ્ય.

આ બે શ્લોકોમાં વધતાં સમુદ્રજલની કરાલ ફીણદંષ્ટ્રા, ધસી આવતી ઉગ્ર વારિસેના એ પૂર્વ ભાગના અંશોમાં પ્રકૃતિનાં ઘાતક બળોનું દર્શન વિચ્છિન્નરૂપે ન કરાવતાં, એ બળોનું દ્વારિકા ઉપર થયેલું પરિણામ પૌરના આર્તનાદ, દ્વારિકાના લલિત સુખચન્દ્રનું મૃત્યુરૂપી રાહુના ગ્રાસમાં પતન એ ચિત્રરેખાઓદ્વારા પ્રગટ કર્યું છે. એ પરિણામ વિશેષ સ્પષ્ટરૂપે આ બે શ્લોકોની વચમાંના શ્લોકમાં મૂર્તિમાન્ થાયછેઃ

પડું પડું કંઇ થાતા હેમના ઊર્ધ્વ દુર્ગ,
અતલ સરતી જાતી પૃથ્વીની પીઠ લાગે;
યદુકુલ વિભવોના ભવ્ય પ્રાસાદ રમ્ય
લવણગૃહસમા હા! ઓગળી આજ જાયે.

કાવ્યના આ મધ્યખંડમાં બનેલા ઉત્પાતને માટે બેત્રણ સુન્દર ઉપમાનોની કલ્પના કવિ કરેછે અને તત્કાળ ઉપમા અલં-

કાર જોતી દર્શને અતિરેક અલંકારનો આશ્રય લેછે. વ્યોમમાં વિલાસ કરતી બાલચન્દ્રાનું અંધારમાં પતન; સુગન્ધમય સ્નિગ્ધ વેલીનું કુહાડાના પ્રહારથી છેદન; ભાવિ સ્વપ્નોની કોડથી કલ્પના કરતી સુન્દરીનું મૃત્યુની આંકમાં નિમજ્જન; એ બધાં કલ્પનો કવિને અધૂરાં લાગેછે અને તેથી જ એ કહેછે:

“કંઈ કંઈ બહુ આવાં સામ્યદૃષ્ટાંત શોધ્યું,
પણ નવ નવ કોઈ પૂર્ણ સાદૃશ્યવાળાં.”

ગગનવિહારી કવિ શેલીએ પોતાના અનુપમ કાવ્ય Skylark નામનામાં કરેલા દર્શનનું અહિં સ્મરણ થાયછે. ભિન્ન ભિન્ન ઉપમાનો ગણાવીને આખર કવિ કહેછે:

એક અને વળી અન્ય સ્વરૂપો, સુખમય, નિર્મળ, તાજાં રે
તે સર્વેથી ચઢે અધિક તુજ ગીત અલૌકિક સાચાં;
ઉપમા ક્યાં શોધું?

રા. બેટાઇએ શેલીની કલ્પનામાંથી અનુપ્રાણન લીધું હશે કે નહિ તે કહી શકાય તેમ નથી; હશે તો પણ પરામર્શશક્તિના પાછલા પડમાં પણ નિગૂઢ હશે.

આ કાવ્યના ત્રીજા વિભાગમાં આ મહાવિનાશમાંથી બચી રહેલી એક જ વ્યક્તિ કવિ પ્રગટ કરેછે:

કલ્પાન્તે યમુના જેવું ઘોર અંધાર વ્યાપતું,
કૃતકૃત્ય થયું શું આ વિનષ્ટિ ભવ્ય શક્તનું?
વિલોકે વિશ્વને ઘોર ડૂબેલું નાશશાન્તિમાં
ઉદાસીન રહી પીધો ભક્ત કૃષ્ણરસનો મદ.

કૃષ્ણભક્ત પીધો આ એકલદ્વીપના નિમજ્જનમાં વિશ્વની વિનષ્ટિ જુએછે તે માટે તેની તીવ્ર ભક્તિને જ કારણભૂત ગણીશું. આ દર્શનથી શોકવૃત્તિનો અનુભવ તેને થતો નથી. અસાધારણ ઉદાસીનતાની વૃત્તિ જ એ અનુભવેછે. અને દિવ્ય આનન્દના વિલાસનો

અનુભવ કરીને, 'કૃષ્ણની રમ્ય દ્વારિકા' સિન્ધુજલમાં ડૂબી તે પોતાની આત્મદ્વારિકા બ્રહ્મરૂપી સિન્ધુમાં ડુબાડવાની ઊર્મિ એનામાં પ્રગટ થાયછે, અને બ્રહ્મસિન્ધુમાં નિમજ્જન કરવાનો સરળ માર્ગ એ શોધેછે. એણે 'દેહને લળતો મૂકયો સિન્ધુની ઊર્મિમાળમાં.'

આ **પીપા**ના આચરણમાં શું ઘેલછા હતી? હું આ કાવ્યની પચ્છાડી રહેલી ભાવના જોઉંછું તે જોતાં મ્હને એ ઘેલછા નથી લાગતી. સુવર્ણદ્વારિકા એ વાસ્તવિક ભૌતિક નગરી માનવાને બદલે હું એ નગરીને દિવ્ય ભાવનાઓની મૂર્તિ માનુંછું. દિવ્યભાવનાનો ધ્વંસ થતાં માનવનું વ્યક્ત જીવન નિરર્થક છે અને માનવે પોતાના વ્યક્ત સ્વરૂપને એ ભાવનાના નિદાનભૂત પરમતત્ત્વમાં ડુબાડી દેવું એ ઊર્મિ અસ્વાભાવિક નથી. કવિનો આ હેતુ હશે કે નહિં તે હું જાણતો નથી. પરંતુ એ ન જાણતા હોય તોપણ હેમને જણાવુંછું.

આ પાંચ ખંડકાવ્યોમાં આ કાવ્યને છેલ્લું મૂકાયુંછે તે એક રીતે સુઘટિત અને અન્ય રીતે અનિષ્ટ છે. સુઘટિત એટલા માટે જ કે આ પાંચ કાવ્યોની શ્રેણીમાં પૂર્ણાહુતિરૂપે આ કાવ્યને જ સ્થાન મળી સકે. અનિષ્ટ એટલા માટે કે રા. બેટાઇની કવિત્વ-શકિતની ઉચ્ચભાવનાનું હાવું પ્રલયરૂપી પરિણામ જોવાને કોઈ પણ મિત્ર ઇચ્છશે નહિં. રા. બેટાઈ અપૂર્વ અને નવીન સુવર્ણદ્વારિકાનું સર્જન કરીને પોતાની કવિતદેવીને એ દ્વારિકાના અદ્વિતીય સુવર્ણ-મંદિરમાં સ્થાપો એમ મ્હારી આશિષ છે.

**મરીન વિલા, ખાર;**
તા. ૧૩-૮-૩૩

**નરસિંહરાવ ભોળાનાથ**

# જ્યોતિ–રેખા

(પૃથ્વી–અનુષ્ટુપ્)

સનાતન ગભીર ઘોર ગરજે મહાકાળની
તમિસ્રમુખ કન્દરા વિરલ જ્યોતિને ઢાંકતી;
પ્રયત્ન કરું અલ્પદૃષ્ટિ વર દિવ્ય એ જ્યોતિનાં
બલપ્રદ સુદર્શને કંઈ કૃતાર્થ થાવા સદા.
મહાતિમિરદ્વાર એ કઠિન દૃષ્ટિથી ભેદવું,
પરંતુ કદિ જ્યોતિના પ્રબલ વેગથી એ ખસે;
અને સુભગ એ પળે નવલદર્શને ધન્યતા મળે
નયનને; અહિં પુનિત જ્યોતિની રેખ એ
ગ્રહી ઋણ વિનમ્ર ભાવ ધરૂં શબ્દ રેખા મહીં
અપૂર્ણ; અધિકી તથાપિ દર એક શ્રદ્ધા મહને.

વિવત કાળના થાયે શબ્દ રેખા વિલીન આ,
તથાપિ જ્યોતિ-રેખા તો લસશે વિશ્વમાં સદા.

# સિદ્ધાર્થનું સ્વપ્ન

(શિખરિણી)

અતૂઠેલી તૃષ્ણાસમ પડતી સન્ધ્યા રજનિમાં;
ડૂબી શોધે શું એ ગતહૃદયરંગો તિમિરમાં?
હસે છે શું એને નયનચમકે તારક નવા?
દિસે વ્યાપી ઊંડી સકલ સ્થલમાં ભાવમયતા.

(અનુષ્ટુપ્)

રાજપ્રાસાદની ટોચે વિસ્તરેલી અગાશીમાં
સાવધાન બની ઊભા સેવકો રાજધામના.

(વસન્તતિલકા)

કારુણ્યમૂર્તિ કુલચન્દ્રક રાજપુત્રે,
સૌન્દર્યમૂર્તિ શુચિશીલ યશોધરાને
સંગે લઈ, હરખભેર પ્રવેશ કીધો;
જાણે ધર્યાં પદ વને વનદેવયુગ્મે!

(અનુષ્ટુપ્)

ઝીલીને વન્દના સૌની હર્ષોલ્લાસ ઉછાળતાં
રામસીતા સમાં બેઠાં સંગે શોભનશોભના.
પિતાના તેજની સેરો સૌન્દર્યે જનની તણાં
ગૂંથાઇ પ્રગટી પાછી બાલ રાહુલરૂપમાં.

(વસન્તતિલકા)

દાસી તણી કરલતાસહિં ઝૂલતો કૈં
આ બાલ આમ નિરખે સુકુમાર કોને?
દાસી તણો કર તજી દઈ, મોદભેર
શેં દોડતો ત્વરિત હસ્ત ઉછાળતો એ?

(અનુષ્ટુપ્)

ગેલતો હેમની ગેંદે, તારકો ચીંધતો હસે;
તોતલું માતને પૂછે, તાતને અંક કૈં લસે.

(વસન્તતિલકા)

સોહે ભર્યો સભર અમ્બુધિ પૂર્ણિમાનો,
ત્હેમાં ઉમંગભર કો તરણી વિલાસે;
એવી ખરે વિપુલ વૈભવવારિમાંહે
આ દમ્પતીની શુચિ જીવનનાવ મ્હાલે.

× × ×

(અનુષ્ટુપ્)

મોદમાં શોકની રેખા સિદ્ધાર્થે પરખી હશે?
નિત્યના હર્ષથી એનું આજ અન્તર ના હસે.

(દ્રુતવિલમ્બિત)

કપિલવસ્તુકુમારઉરે વ્યથા
સળગતી; નવ એ થતી અન્યથા;
વિષમ અન્તરબાષ્પ તણાં કદી
ચુપત નિઃશ્વસનો પ્રગટી જતાં.

(અનુષ્ટુપ

કિન્નરીકંઠથી ગાયાં ગીતો કૈં ગાયિકાગણે;
માયાપુત્ર તણે હૈયે પ્રવેશી ન શક્યાં જ એ.
વિલાયાં વાયુમાં ગીતો, સંચરી સર્વ ગાયિકા,
પરન્તુ ના શમે પેલી ઊંડી સિદ્ધાર્થની વ્યથા.

(પૃથ્વી)

અતર્કિત તરંગ કૈં નૃપકુમારચિત્તે ઉઠ્યા,
અને સહજ હાસરેખ ઉપરે ફરી એ વળ્યા;
સુણે અનિલશબ્દ એ? દિશની વાત કૈં સાંભળે?
અશબ્દ સ્થિરનેત્ર શું નભવિતાનમાં નિરખે?

(અનુષ્ટુપ)

સેવકો શંકતા સર્વે એકએક કરી ગયા;
અનિલે ય હતી જાણે વિસ્તરી મૂક વેદના!
કાન્તના ઉરનો કમ્પ સમજે ન યશોધરા,
શકે કેમ સહી તોયે આર્દ્રચિત્તા પતિપ્રિયા?
આર્યાના આર્ય હૈયામાં અજાણ્યાં અનુકમ્પનો
ઉઠ્યાં ઝણઝણી, તેથી વદતી કરુણસ્વરાઃ—

(દ્રુતવિલમ્બિત)

"દહન ગુપ્ત રહ્યાં તવ અન્તરે
પ્રિય ! મ્હને નહિં કેમ દહે અરે ?
સમજું હું તુજ અન્તરદુઃખ જો
કંઈક નાથ ! કૃતાર્થ બનું હું તો.

(અનુષ્ટુપ્)

"ભોગવ્યા વૈભવો મોંઘા હૂંફાતાં તુજ હૂંફમાં;
લેખતી હું નહીં એમાં પૂરી જીવનધન્યતા.
ત્હારી અન્તર્ગુહામાંહે, ખસેડી મૌનની શિલા,
પ્રવેશાવ મ્હને વ્હાલા ! દુઃખભાગી સહુ થવા."

(મન્દાક્રાન્તા)

"ના, ના, એ તો સહજ," કહીને હસતો હું પરાણે,
પાસે સૂતો તનુજ પરસે; નેત્રદાને પ્રિયાને
પંપાળીને નભ નિરખતો બોલતો, "ઊઠિયે જો
રાત્રી કેરા મૃદુલ હૃદયે શીતળો ઇન્દુ પોઢયો."

(અનુષ્ટુપ્)

દાસી રાહુલને લેઇ શયનાગારમાં ગઈ;
પતિપત્ની તણા નેત્રે પ્રેમદીપ્તિ રમી રહી.

(પુષ્પિતાગ્રા)

ઉભય પ્રણયવારિમાં તણાતાં
કરમહિં કરવેલ ગૂંથી જાતાં;
શ ય ન ભ વ ન દીપજ્યોતિમાંહે
વિરલ સુખોજ્જ્વલ દમ્પતી સુહાયે.

× × × ×

(અનુષ્ટુપ્)

પૂર્વમાં તણખ્યો તારો, વાયુમાં કમ્પ કૈં થયો,
નિદ્રામાં લીન પૃથ્વીએ ન જોયો, ન અનુભવ્યો.

× × ×

(ઉપજાતિ–ઈન્દ્રવંશા)

યશોધરાના પ્રણયપ્રસાદે
અન્તર્વ્યથાને કરી કૈંક શાન્ત
સિદ્ધાર્થ પોઢયો; પણ સ્વપ્ન જાગ્યાં;
છૂપ્યા કણો અગ્નિતણા થયા છતા.

(અનુષ્ટુપ્)

પૂર્વે એણે ન પ્રીછેલાં સ્વપ્ન રૂપ ધરે નવાં;
ઘડીમાં સ્પષ્ટ દેખાતાં, વળી ક્યાંય સરી જતાં.
ઊઠયા અસ્પષ્ટ કૈં શબ્દો પરન્તુ શાન્ત એ થયા;
સિદ્ધાર્થે આ વળી બીજા સ્વપ્નમાં સ્વર સાંભળ્યા:–

(શિખરિણી)

"ઉષાના ઉલ્લાસો પળભર લસીને લય થતા;
સુહાસો સન્ધ્યાના ક્ષણભર રમીને વિરમતા;
વિલાસો ચન્દ્રાના પ્રતિદિન રહી ક્ષીણ બનતા–
અમાવાસ્યા કેરી તિમિરઝમરીમાં શમી જતા."

(અનુષ્ટુપ્)

કોના આ શબ્દ ને ક્યાંથી આ વેળા આવતા હશે ?
સંબોધે શું મ્હને એ કૈં ? પ્રશ્ન સિદ્ધાર્થને ઊઠે.

(વસન્તતિલકા)

સૂઝે હજી ન કંઈ રાજકુમારને, ત્યાં
ઊઠયા નવીનતર શબ્દ નવી દિશામાં;
સિદ્ધાર્થનાં હૃદયનીર વલોવતી આ
આવી રહી ધસતી શબ્દતરંગમાલા:–

(શિખરિણી)

“જવાનીમાં રૂએ વિરલ શિશુતા માનવ તણી;
જરાની શય્યામાં પડતું લથડી યૌવન ઢળી;
દુખોના દુર્ગન્ધો અહિં તહિં દિસે જીવન વિશે,
અને સર્વે જીવો કળકળી રહ્યા અંતર વિશે.”

(અનુષ્ટુપ્)

કંપતુ કોમળું હેયું શુચિ રાજકુમારનું;
પરન્તુ ગીત તો પેલું વિશેષ વધતું જતું:–

(શિખરિણી)

“ભમી માયાસ્પર્શે કંઈક ઘડભાંજે મનુ પડ્યાં,
ન વાંચે મૃત્યુની પળપળ લખાઇ રહી કથા;
રચાયાં બ્રહ્માંડો પ્રકૃતિ–ઉદરે કૈં અવનવાં,
વિનષ્ટિજ્વાલાથી નવ કદિ અહીં કોઇ ઊગર્યાં.”

(અનુષ્ટુપ્)

શબ્દો આ દેહ ધારીને ચંડતા હોય ધારતા,
પ્રતિશબ્દો અને એના અન્તરે હોય ઊઠતા,
એવાં સંવેદનો ઊંડાં થયાં સિદ્ધાર્થને ઘણાં,
પૂર્વે જે ન કદી એણે હતાં આમ અનુભવ્યાં.

(વસન્તતિલકા)

સ્વપ્નામહિં ધૃતિબળે દૃઢ ચિત્ત કીધું;
વિસ્તારીં દૃષ્ટિ સઘળું જગ માપી લીધું;
"હાર્કે સમસ્ત જગ આ; જગ સર્વ મ્હારું;
તો કાં સમર્પું નહિં જીવન સર્વને હું ?"

(અનુષ્ટુપ્)

પૂછતો આત્મને પ્રશ્નો અણપૂછ્યા ઘડીઘડી;
સાંભળ્યા ઉત્તરો શું આ ? કુમાર વદતો વળી:–

(વસન્તતિલકા)

"શું શોકથી ક્ષુભિત આ મુજ માત સાચા ?
કંપાય અંતર શું આમ યશોધરા આ ?
ઉદ્વિગ્નચિત્ત ક્યમ તાત થયા દિસે આ ?
ને બાલ ભયઉર રાહુલ આ રડે કાં ?
"માતા ! ત્યજું હું તુજને ઉર દુઃખ પામે;
છૂટે પ્રિયા ! નહિં જ આ તુજ પ્રેમબન્ધ;
આલમ્બ તાત ! તમ આશ અનેકનો હું
ઇચ્છું ક્ષમા; તનુજ ! લે, તુજ નેત્ર લુછું."

(અનુષ્ટુપ)

સિદ્ધાર્થે સ્વપ્નમાં બાલ ચૂમ્યો ને અશ્રુ લૂછિયાં;
દેખાયાં આંખમાં એની રોપેલાં સ્નેહબિન્દુડાં.

(ઇન્દ્રવજ્રા)

નીચે ધરીને પ્રિય પુત્રને ત્યાં
નેત્રો કર્યાં બંધ, નમાવ્યું શીર્ષ,
જોડયા કરો, માગી ક્ષમા અશબ્દ.
વ્હાલાં તણી; અપૂર્વ માર્ગ.

(અનુષ્ટુપ્)

ડોળાયું ચિત્તડું કેમે પાછું શાન્ત બને નહીં,
અગસ્ત્યે માંડતો દૃષ્ટિ આશ્વાસે મનને કંઈઃ
"ભીરુતા શે ધરે ચિત્ત ? ધૈર્યતન્તુ ન છોડિયે;
જગનાં દુઃખના પુંજે સ્વસુખો ક્યમ શોચિયે ?
ઉછાળી અગણ્યા હસ્તો માનવોદધિ નોતરે;
મહાસંકેત શું આવો કદાપિ તરછોડશે ?

(પુષ્પિતાગ્રા)

વિપુલ દહન કેવું વ્યાપ્યું વિશ્વે !
ભ્રમિત થયાં મનુ હૂંફ શું ગણે તે ?
નહિ નહિ ઉઘડે શું ભેદદષ્ટિ ?
નહિ શું કદી અટકે મહાવિનષ્ટિ ?"

× × × ×

(અનુષ્ટુપ્)

ક્ષુબ્ધ, આશ્ચર્યથી મુગ્ધ મીચ્યાં નેત્ર ઉઘાડતો,
સ્વપ્નદ્રષ્ટા સુસિદ્ધાર્થ જાણતો ને ન જાણતો.



# સુલોચનાનું લોચનદાન

: ૧ :

(શાર્દૂલવિક્રીડિત)

કાળા કાજળશા મહાતિમિરમાં ડૂબ્યું સહુ વિશ્વ આ,
હાલે ના ભયમુગ્ધશાં ગિરિ પરે ઊભાં તરુ જે મહા;
કાસારે પડ્યું શાન્ત ક્લાન્ત વિરમી, જાણે દુખી અન્તરે;
તીણાં આ તમરાં તીણું તમતમે, દાઝન્ત પાપે શું એ ?

(વસન્તતિલકા)

કોઈ ધીમાં, ભયધીમાં ડગલાં ગણન્તું–
અંધારથી વિકટ કૈં ગિરિમાર્ગ કાપે;
વક્ષઃસ્થલે કર ધરી ઘડી એ વિચારે,
હાવાં વળી ત્વરિત એ ગતિ કૈંક ધારે.

(અનુષ્ટુપ્)

અચિન્તી ઠેસ ત્યાં વાગે શિલા એક તણી, અને
વળે મન જરા પાછું જવા, એ તો ય કાં વધે ?

બિચારો બૌદ્ધ એ ભિક્ષુ યૌવનાનિલથી ઝૂલ્યો;
ખુલ્લાં દૃગ હતાં તો યે કાંઈ એ નવ પેખતો.

(માલિની)

શિથિલ મન થવાસું ભિક્ષુનું કામસાંગે,
હૃદયબલ રહ્યું ના યુદ્ધમાં ઝૂઝવાને;
ઘુમરી ઘડિક આવી, દૃષ્ટિ એની બીડાઈ,
અવશ થઈ પડ્યો એ પાપને ગર્ત ઊંડે.

: ૨ :

(અનુષ્ટુપ્)

પુણ્યની શાન્ત મૂર્તિશી, સાધ્વી, લલિતલોચના,
સુવર્ણા નીરવા જાણે નિર્વાણાગ્નિતણી શિખા !
બુદ્ધબોધસથી બાલા, કૃશાંગી, કરુણાપરા,
પ્રેમથી એ ભરી જાણે જલગર્ભા વસુંધરા !
કુટિમાં એકલી બેઠી જ્ઞાનધ્યાનધુરંધરા,
વિલોકે વિશ્વ બંધાયું અંધારે આત્મલોચના.

: ૩ :

(માલિની)

સુણી ધ્વનિ દ્રુમધીમો કોઇના ચાલવાનો
હરિણીસમ વિકાસે દૃષ્ટિ ઉત્કંઠ બાલા;
ચમકતી જરી હૈયે જોઇ આવન્ત ભિક્ષુ-
નિજ કુટિ પ્રતિ આજે કેમ એ કોણ જાણે ?
કરથી ઉર દબાવ્યું, ને જરા શાન્ત પાડ્યું,
લલિત નયનજ્યોતે હાસનું તેજ આવ્યું;

પુનિત મુખ પ્રકાશ્યું પુણ્યપીયૂષ વ્હેતું,
સકલ જગતને એ ચેતના પાય છે શું?

: ૪ :

(અનુષ્ટુપ્)

ઊઠી સત્કારવા સાધ્વી બારણે જોઈ ભિક્ષુને;
છવાએલી દીઠી આજે ગ્લાનિ સાધુ તણે મુખે.
બેસે એ આસને પાસે સ્વીકારી આવકારને,
કિન્તુ સહોદરાવૃત્તિ આજ ના વદને રમે.

(વસન્તતિલકા)

આજે મટી સુર અસુર હતું થયેલું–
એનું શુચિ હૃદય કામવડે ગ્રહેલું;
સંબોધ્યો એ નવ શકે શુભ બ્હેન શબ્દે,
ઊંડે ઊંડે ભગિનીભાવ છૂપેલ તોયે.

: ૫ :

(અનુષ્ટુપ્)

દીર્ઘકાલ ટક્યું મૌન, અન્તે બોલી સુલોચના:
"બન્ધુ, તું મૌન, કાં સેવે? પીડે શી ઊંડી વેદના?"

(વસન્તતિલકા)

ઊઠે જળી અનિલની લહરી અડયેથી
ધૂંધી રહ્યો અનલ જે ચિરકાલ સૂધી;
ઊઠ્યો જળી ધુધવતો સ્મર સાધુકેરો
વાણીશિખામહિં તપસ્વિનીશબ્દવાયો:

(અનુષ્ટુપ્)

"બપૈયો હું ઝુરું વ્હાલી, પ્રેમવહ્નિ વિશે મહા;
શીળું પીયૂષ વર્ષીને ઠાર ઓ શશિશીતલા!"

(વસન્તતિલકા)

વીંધાય કેવી હરિણી શરપાત થાતાં !
આશ્ચર્ય ને ભય થકી તડફે બિચારી;
વીંધાઈ તેવી હૃદયે અનભિજ્ઞ બાલા,
આશ્ચર્યમુગ્ધ ભયકંપિત કામિશબ્દે.

: ૬ :

(વસન્તતિલકા)

હે ઢાંકી વાદળપટે મુખ તારિકા શું
લજ્જાભરી નિરખી ભિક્ષુની પાપવૃત્તિ ?
ક્રોધે ભરી પ્રલયચીસ પ્રચંડ દેતી
ગાજે શું આ ધુરકતી સઘળી દિશાઓ ?
રે આમ કાં અનિલ ઉગ્ર ઊઠયો અચિન્ત્યો ?
કાં ત્રાડતાં વનપશુ ભયભીત નાસે ?
ગાજે મહાધ્વનિથી ઘોર ઊંડી ગુફાઓ,
ઊઠે છળી મૃદુલ કોકિલમોરલા શેં ?

: ૭ :

(વસન્તતિલકા)

ઊઠયો મહા–અનલ સાધ્વી તણે દિલે, ને
ત્હેની પ્રચંડ સળગી નયને શિખાઓ;
એને મહાબલથી સંયમઆડ બાંધી,
બાલા દયાર્દ્ર ભર–પ્રેમ સુશાન્ત બોલી:
" રે બન્ધુ, તું કયમ ભૂલે હું છું બુદ્ધપુત્રી ?
ત્હારા ય મા વિસર છે ગુરુ બુદ્ધદેવ;

બાંધ્યાં સખા ! ઉર સહોદરભાવસૂત્રે,
તે તોડવા વિતથ યત્ન કરે તું શાને ?

હોયે કદી ન મુજશું તુજ મ્હેનભાવ
તોયે ઘટે શું કરવી મુજ શીલહિંસા ?
ભૂલે તું કાં શુભ વ્રતો ગુરુ બુદ્ધ કેરાં ?
શોધે બુઝયો પુનિત આત્મતણો પ્રદીપ ? ”

(અનુષ્ટુપ્)

“ જ્ઞાન ને નીતિનાં હાલાં થોથાં ના મુજને રુચે,
હારતાં પ્રેમની આગ શીલહિંસા થતી હશે ?
ઠેલયો, સુન્દરી, આમ આવેલા પ્રેમભિક્ષુને
ઘેલું ઘેલું લવી, તેથી પ્રેમહિંસા ન શું બને ? ”

(માલિની)

“ નહિં નહિં ભ્રમકેરી જાળ ગુંથી ગૂંથીને
વધુ વધુ ગપરાતું આમ તુંને ઘટે છે;
નવ નવ કદિ હોયે પ્રેમ ને કામ એક;
નવ પરખી શકે શું અગ્નિ ને આગિયાને ?

સ્મર, સ્મર જરી હૈયે તાતના બોધ મોંઘા,
ગહન તિમિરમાંહે જ્યોતિ દર્શાવનારા;
પતન રખે સજે આ પાપ કેરી ખીણોમાં,
નવ નિકળી શકાશે જો પડ્યો એક વાર.

તું વિપથ ગતિ ધારે, કેમ એ ના વિચારે ?
જરી ઉતર ઊંડાણે, ભાઈ, તું ઉર કેરે:
નિરખ, નિરખ કે તું કોણ ને કોણ હું એ !

અશુભ સ્હમજજે આ દેહનો મોહ કૂડો;
મધુપુટ ગણી આવે કિન્તુ એ ઝેરપાત્ર;
ઉડી ઉડી વીંધી નાખે આકરા દંશશૂળ
લગીર અડકતામાં પ્રાણીનો પુણ્યદેહ.”

: ૮ :

(અનુષ્ટુપ્)

મેઘલી ઘુરકે ઘેરી રજની રાક્ષસીસમી,
તમિસ્રા કામની કાળી ભિક્ષુને ઉર શોરતી.
સુબોલ ભગિની કેરા શક્યા ના અન્તરે અડી,
સુણ્યું નવ કંઇ જાણે હોય તેમ બકે વળી:

(વસન્તતિલકા)

“ઓ સુન્દરી ! રસિકને રસલ્હાણહીણો–
તું રાખ કાં, રસિકડી, બહુ વાર આમ?
આ હું રસાર્ત સહતો રસશોષ ઊંડો,
તો યે દયા નવ સ્ફુરે કયમ ચારુગાત્રી ?”

(અનુષ્ટુપ્)

લજ્જાહીન વદી આમ સાધ્વીને સ્પર્શવા ઊઠે,
પરન્તુ તપ્રબાલાની દૃષ્ટિની વીજળી પડે.
ચસી નવ શકે ભિક્ષુ. કિન્તુ કામ ઘટે નહીં;
અંધ જોઈ રહે કાંઈ બાલાના મુખની મહિં.

: ૯ :

(માલિની)

દુખી થઈ અતિ બાલા પાપીની જોઇ પીડા,
બળતી હૃદયમાંહે શોભના ચારુશીલા;

હ્રદયમહિં વહ્યાં કૈં વારિ મીઠાં દયાનાં,
સરલ હ્રદય ઇચ્છે પાપીને પ્રેમ પાવા.

હ્રદયદુખ દબાવી ખુદ્બાલા દેઢા એ
વદન જરી નમાવી પાપીને આમ પૂછે:
"વદ, નિરખી રહ્યો શું આમ ચામે મઢેલા-
મુજ મુખમહિં, ઘેલા, રક્તમાંસે ભરેલા?

(અનુષ્ટુપ્)

" અમીનિર્ગળતાં ત્હારાં લોચનો શાં સુલોચના!

× × ×

× × ×

(દ્રુતવિલમ્બિત)

"હં! હં! હં! બ્હેન, શું આ?" વદતો રહે,
લલિત લોચન હસ્ત વિશે પડે;
હ્રદયરૂંધતી સ્થૂલ શિલા ખસે,
ઉરતણાં જલ આંખથી ઉલટે.



# શસ્ત્રસંન્યાસ

(અનુષ્ટુપ્)

વિશ્વને દહવા જાણે વર્ષાવ્યા કાલરાત્રિએ
અંગારા આંખથી, એવા તારકો સળગી રહ્યા.
ગાતો કૈં ભૂતની ગાથા, ભાવિની ગૂઢતા કથે,
અમ્ભોધિ ગરવા શબ્દે પ્રબોધે કૃષ્ણચિત્તને.
અનિલો લાવતા મૂગા સંદેશા દિગ્દિગન્તના
કૃષ્ણને શ્રવણે છાના કથતા ગૂઢ વાત શા!

(શિખરિણી)

વટાવ્યાં એ જોતો વિપુલ જલ કૈં જીવનતણા,
અને એને ઊંડે નિજ હૃદયમાં ગૌરવ સ્ફુરે;
વિશાળાં એ નેત્રો સ્થલસમય ઉલ્લંઘન કરી
ભવિષ્યે કૈં જોતાં ક્ષણભર બને વિહ્વલ જરી.

(સ્રગ્ધરા)

દેખે પ્રત્યક્ષ જાણે જગતપ્રજળતું દ્રોણનું રુદ્રરૂપ,
ભાળે વીંટે દિગન્તો અણુગણ શિખથી ભીષ્મનો શું પ્રકોપ,
ને શું દુર્યોધને એ પ્રકટિત નિરખે દુષ્ટતા કૌરવોની,
આવે કોની ધસન્તી કરુણ પ્રજળતી હાય દિક્પ્રાન્ત ભેદી ?

(ઉપજાતિ)

વીંધેલ મર્મો પ્રિય પાંડવોના
અનેક વેળા ધૃતરાષ્ટ્રપુત્રે;
આજે બની તે શતધાર શસ્ત્ર
શ્રીકૃષ્ણના અંતરને વિદારે.
સૌજન્યની સૌમ્ય વરપ્રતિષ્ઠા,
સતીત્વની શોભન ભવ્ય ભાવના,
અનન્યચિત્તા શુચિ ધર્મપત્ની;
દુર્ધર્ષ આજે બની કાલરાત્રિ
અંગાર વર્ષે અતિ ચંડ નેત્રે,
ત્રિશૂળ વીંઝે, નભમાં ઉછાળે
સટોપ કાપ્યાં શિર શત્રુઓનાં;
ધોતી કરે શોણિત કેરી ધારે.

(ઈન્દ્રવજ્રા)

બ્રહ્માંડનો ભાર શિરે વહન્તી,
પૃથ્વી તણો ભાર ન કૈં ગણન્તી,
ચૈતન્યરૂપા વર આદ્યશક્તિ
દુષ્ટો તણા ગ્રાસ મુખે ગ્રસન્તી.

(અનુષ્ટુપ્)

પાંડવો પાંચ જાણે આ રુદ્રરૂપ ધરી રહ્યા,
દ્રૌપદી, વીજળી જેવાં, શક્તિરૂપ રમી રહ્યાં.
કલ્પનાદૃષ્ટિએ દીઠું ઘોર ભીષણ ભાવિ આ
યુગમૂર્તિ મહાકૃષ્ણે; થયો સંક્ષોભ આત્મમાં.

(ઉપજાતિ)

સ્વવીર્યની જ્વાળ પ્રચંડ ફેંકી
ગ્રસી લઉં પાપસમૂહને આ;
પ્રજાળીને પુંજ યુગો તણા આ
નિર્મુક્ત આજે કરું ભૂમિમયા.
આવેશના શબ્દ કરાલ એવા
શ્રીકૃષ્ણના અંતરમાં ભભૂક્યા,
પરન્તુ એ સંયમદંડધારકે
પ્રશાન્તિનાં નીર વિશે શમાવ્યા.
પ્રવાત વાયા પ્રલયાન્ત કેરા
કંપાવતા ભીષણશબ્દ સૃષ્ટિને;
ઝંઝાનિલો મોહ તણા શું વાતા
મૂંઝાવતા કૃષ્ણની આત્મદૃષ્ટિને!

(ઉપેન્દ્રવજ્રા)

પ્રકાશથી સૂર્ય સહસ્રરશ્મિ
તમિસ્રનાં ભીષણ સૈન્ય ડારે;
પ્રકાશ–આત્મા ત્યમ વાસુદેવ
નિવારતા મોહ મહાપ્રકાશે.

# દામ્પત્ય

(અનુષ્ટુપ્)

પીતી વિલોલસલિલા સરિતા સાન્ધ્યહાસને,
ઊર્મિ ઊર્મિ વડે વ્યંજે આત્મના સહકારને.

(વસન્તતિલકા)

સન્ધ્યા તણા મધુર અંક વિશે ગળે છે
પ્રેમે પ્રવાહિત રવિ સહુ વિસ્મરીને;
યોગી ય આ વિમલ અન્તરલીન કોઇ
આંહી ઢળે રુચિર શાન્ત સમાધિખોળે.

(અનુષ્ટુપ્)

ઝૂલતો જલને ઝૂલે પ્રાચીમાં બાલચન્દ્રમા
કૌતુકે નિરખે છે શું સમાધિસ્થિત સાધુને?

(ઇન્દ્રવજ્રા)

યોગીતણી યોગ-પ્રભા નિહાળી
વ્યોમે શું દેવો ઉડુપુષ્પ વેરે?
સૌન્દર્યનાં શું ઘન વારી જતી
ઊભી વનશ્રી અહિં હાસ વેરે?

(અનુષ્ટુપ્)

અચિન્તી મુગ્ધ કાં થાતી સઘળી વનસૃષ્ટિ આ?
અહો હો! દીપ્તિ આ કેવી આંજતી વિશ્વને મહા?

(વસન્તતિલકા)

શું ચારુતા સકલ વિશ્વતણી સુહાગી
મૂર્તિમતી લલિત તેજડગો ભરે છે?
રે કોણ આ અનુપમા મૃદુ ભીલબાલા
એકાકિની વિજન આ વન શોભવે છે?

(અનુષ્ટુપ્)

સહસા આમ કાં એના ડગનો વેગ કૈં વધે?
ખીલેલી આત્મદીપ્તિ કાં નેત્રથી વધતી વહે?

(વસન્તતિલકા)

એનું અહો ઉછળ્યું અન્તરપૂર વેગ
જોતાં જ ત્યાં સ્થિત શિલાપટ ઊપરે એ-
યોગી અલૌકિક નિજાન્તરસૃષ્ટિમસ્ત,
બ્રહ્માંડના શ્ર વ ણ પા ર સુ ગા ન લી ન.

(અનુષ્ટુપ્)

એકાએક, અરે, એના પગ કાં વિરમી ગયા?
નેત્ર કેરા મહોલ્લાસ આમ શેં ઓસરી ગયા?

(દ્રુતવિલમ્બિત)

"નહિં સુભવ્ય તપોધનની કલા
વિલસતી હણવી મુજને ઘટે;
પરખવા પતિ-પ્રેમ ન માર્ગ આ
કદિય ગર્હિત આમ ગ્રહું ખરે."

(વસન્ત-મન્દાક્રાન્તા)

આવ્યો વિચાર પલમાં, પલમાં ઊડ્યો એ;
ચાલી કંઇ સુદૃઢ સુંદરી માર્ગમાંહે,
આવી ઊભી વિપલમાંહિં શિલા સમીપે,
જેને હચે તપમહિં ગળી મૂર્તિ ગંભીર હાસે.

(અનુષ્ટુપ્)

શાન્ત એ શોભના શાન્ત વિશ્વોદ્યાન નિહાળતી;
ઘડીમાં અન્તરે ઊંડી લલના દૃષ્ટિ ઢાળતી.

(વસન્તતિલકા)

આત્મા તણી અમર કોયલ કેરું ગીત
કેવું વહે લલિત વિશ્વવિલાસ કેરું!
એ સુન્દરીહલકનાં અમીવર્ષણોમાં
કેવું વસુન્ધ-ઉર વિશ્વ સમસ્ત ન્હાતું!

ડૂબેલ કિન્તુ યતિ આત્મની ખેલનામાં
ગીતધ્વનિ થકી અલિપ્ત; ખમાય એ ના:
રેડે વિશેષ બલથી શુચિ ભીલબાલા
માધુર્યનું ઝરણ આત્મતણી ગુહાથી.

ભાસે ગ્હડ્યું જગત સર્વ સુગીતલ્હેરે
આહ્લાદદાયિ, શુભ, સુન્દર, સુન્દરીની;
તો યે અડોલ હજી આ યતિને નિહાળી
બાલા પ્રમોદ ભરતી વધુ આત્મગાને.

(મન્દાક્રાન્તા)

હાલે છે કૈં શ્વસન યતિના ઉરનું ધીમું ધીમું;
ભાસે છે કૈં ચલન યતિના આત્મની તન્ત્રિ કેરું;
દેખાયે છે નયન સરતાં કાંઈ એ પોપચામાં;
બાઝયાં ભાલે લલિત દિસતાં સાત્વિક સ્વેદબિન્દુ.

ઓહો ! આવ્યું બલ કંઈ નવું માનિનીકંઠમાંહે
કેવી દીસે નયનવીજળી નાચતી મોદઘેલી !
કેવી એની લલિત ઠમકે નાચમાંહે અનેરી
નાચી રહેતી કમલમૃદુ સંવાદિની પાદજોડી !

(વસન્તતિલકા)

બ્રહ્માંડના પરમખેલ નિજાત્મમાંહે
જોયા વળી અનુભવ્યા ય અનેક વેળા;
આજે અબોલ નિરખે કંઈ બંધ નેત્રે
લીલા સુચારુ યતિ અન્તરદેવો કેરી

ઢાંકે શિવા લલિત દેહ તણી કલાને
છાને પ્રયત્ન થકી કે અણજાણ વેશે;
શોભાવિશેષ શુચિ આત્મની કૌમુદીને
ઢાંકી પરન્તુ કદિ કેમ કરી રખાયે ?

(અનુષ્ટુપ્)

" ઉમા ! શિવા ! પ્રિયા ! દેવી ! " અનિલે શબ્દ વિસ્તરે; ૬૧
સુણતાં ચમકે શ્યામા, પિયુના પાદમાં પડે.
" પ્રિયે ! આ શું ? " કહી નાથ ઉમાને હૃદયે ધરે,
ગાઢ આશ્લેષઆનન્દે દમ્પતી વિસરી રહે.
આત્માના ઐક્યનું ગાન અનેરું અનિલે વહે,
અધિકો દિવ્ય આહ્લાદ વિશ્વને વટ પાંગરે. ૭૦



# સુવર્ણદ્વારિકાનું સાગરનિમજ્જન

[ મહાભારતના યુદ્ધનો શોણિતસાગર શાન્ત થયો, અને ઘોર હૃદયભેદકતા સઘળે વાતાવરણને વીંધી રહી. પાંડુપુત્રોએ રાજ્યધુરા પૌત્રને સોંપી અને સ્વર્ગારોહણ આદર્યું. શ્રીકૃષ્ણચન્દ્ર પોતાની કલા સંકેલી સ્વધામ સંચર્યા. યદુકુલના પાપનાં પૂર જાણે પોતાના અન્તરમાં ન શમાવી શકતો હોય તેમ સાગરે પોતાની સીમા ઓળંગી અને સુવર્ણમયી દ્વારામતી ઉપર પ્રલયજલ ફરી વળ્યાં. શ્રી કૃષ્ણના ભક્ત પીપાએ આ મહાનાશ પછી ઉદાસીન ચિત્તે જલસમાધિ લીધી એવી લોકકથા છે; સામાન્ય રીતે લોકકથાઓમાં બને છે તેમ આ કથામાંયે કેટલાંક બુદ્ધિગમ્ય નહિં એવાં તત્ત્વ ભળેલાં છે. એ તત્ત્વનો સર્વાંશે ત્યાગ કરી પીપા ભક્તની કથા આ કાવ્યના અન્તભાગમાં ગૂંથી છે. ]

(માલિની)

શિથિલ રવિકલા ત્યાં સિન્ધુને નીર ડૂબે,
અવનિ ભરી ભરીને શાં તમઃસૈન્ય છૂટે !
અનિલ મહિં દિસે છે ઘોર કૈં ચંડતા,ને
ઉદધિ પ્રલયઘેલો ઘોરતો વિભ્રમે છે.

ગહન ગગનમાંહે જો ! મહામેઘસેના
ઉલટી ઉલટી રોધી દેતી સર્વે દિશાને;
કટકતી સળગે શી વીજળી ઘોર, જાણે—
યુગ–પ્રલયવિધાત્રી શક્તિની ક્રોધજ્વાલા !

લડતી જલદસેના વ્યોમમાં મૃત્યુયુદ્ધ
વરસતી પૃથિવીમાં નાશનાં ઘોર નીર;
પલ પલ બલવન્તા સિન્ધુના આ તરંગ
પ્રબલ કરી રહ્યા શા આજ મર્યાદભંગ !

જલબલ અતિઘેલાં દ્વારિકાને સીમાડે
વધુ વધુ વધતાં એ ફીણદંષ્ટ્રાકરાલ;
પ્રકૃતિ પ્રબલ રોષે ભાન ભૂલી ગયેલી
સુણતી નવ લગારે પૌરના આર્તનાદ.

પડું પડું કંઇ થાતા હેમના ઊર્ધ્વ દુર્ગ,
અતલ સરતી જાતી પૃથ્વીની પીઠ લાગે;
યદુકુલ વિભવોના ભવ્ય પ્રાસાદ રમ્ય.
લવણગૃહસમા હા ! ઓગળી આજ જાયે.

લલિત શુભ પ્રસાતી દ્વારિકા–આસ્યચંદા
અમૃતધવલ આજે મૃત્યુની શ્યામ પાંખે;
ધસતી ધસતી આવે ઉગ્ર આ વારિસેના,
પલ મહિં રચશે એ મૃત્યુનાં ઘોર રાત્ર.

વિલસતી વિધુબાલા વ્હાલુડી વ્યોમહેચે
વિસ્ફૂટી થઈ પડે શું આજ અંધારદેશે?
સુરભિભર સુહાગી સ્નિગ્ધ શું વેલડીને
કઠિન લઈ કુહાડી કોઇ પાડે પ્રહારે?

સભર નિજ જવાની માણતી સુન્દરી શું
નવલ હૃદયકોડે કલ્પતી ભાવિસ્વપ્નો,
ઘડિકમહિં કપાઇ ચેતના વૃક્ષથી, ને
વણતલ પટકાતી મોતની ખાઇમાંહે?

કંઇ કંઇ બહુ આવાં સામ્યદૃષ્ટાન્ત શોધું,
પણ નવ નવ કોઈ પૂર્ણ સાદૃશ્યવાળાં:
નથી નથી કદિ જાણ્યો ભવ્ય દારુણ નાશ
મનુકુલ–ઇતિહાસે પૃથ્વીની પુત્રી કેરો.

(અનુષ્ટુપ)

યુગક્ષયસમાં નીરે ડૂબી હા! ભવ્ય દ્વારિકા;
અડખ્યા ભૂમિને ભાગે પરન્તુ ઊભું કોણ આ?
કલ્પાન્તે શંભુના જેવું ઘોર અંધાર માપતું,
કૃતકૃત્યસમું કો આ વિનિધ્રિ ભવ્ય લક્ષતું?

વિલોકે વિશ્વને ઘોર ડૂબેલું નાશશાન્તિમાં
ઉદાસીન રહી પીધો ભક્તે કૃષ્ણતણો મહા.
" સિન્ધુના જલમાં સૂતી કૃષ્ણની રમ્ય દ્વારિકા;
સુવાડું બ્રહ્મને વારિ આત્મની દ્વારિકા ન કાં?"
વિચારી અન્તરે આવું દિવ્યમોદવિલાસમાં
દેહને લળતો મૂક્યો સિન્ધુની ઊર્મિમાળમાં.

# અર્થવિવરણ

જ્યોતિ-રેખા:—પુસ્તકનું નામકરણ આ કાવ્યની પ્રેરણા છે, અને કાવ્યમાં નામકરણનો નિર્દેશ છે. મહાકાલની, અંધકારથી ભરેલા મુખવાળી ગુફામાં સનાતન જ્યોતિ ઢંકાયેલો છે. અન્ધકારનાં એ પ્રબળ દ્વાર માનવદૃષ્ટિથી તો ન ભેદાય, પરંતુ દિવ્ય જ્યોતિના જ બળથી એ દ્વાર કદી કદી ખસી જાય છે. એવી ધન્ય ક્ષણોમાં જે દર્શન થાય છે તે આ કાવ્યોમાં શબ્દરેખામાં ગૂંથાયું છે. અને આ શબ્દરેખાને કાળનાં બન્ધન છે, જ્યારે જ્યોતિ-રેખા ત્રિકાલાબાધિત-સનાતન છે એ સત્યનો સ્વીકાર અંતની બે પંક્તિઓમાં છે.

# સિદ્ધાર્થનું સ્વપ્ન

લખાયું તા. ૨૮-૭-૩૧; પ્રસિદ્ધ થયું 'પ્રસ્થાન' માં.

૨: ગત હૃદયરંગો=અદૃશ્ય થયેલા હૃદયના રંગ. ૧-૩: ભાવમયતાનું શબ્દચિત્ર. ૫: રાજપ્રાસાદની=રાજાના મહેલની. ૬: સાવધાન=ધ્યાનપૂર્વક ૮: શુચિશીલ=પવિત્ર આચરણવાળી. ૧૦: વનદેવયુગ્મ=સિદ્ધાર્થ તે વનદેવ અને યશોધરા તે વનદેવી આ યુગ્મ-જોડું. ૧૨: શોભનશોભના=સુન્દર રૂપધારી સિદ્ધાર્થ અને યશોધરા. ૧૩-૧૪: સિદ્ધાર્થનું તેજ અને યશોધરાનું સૌન્દર્ય-એ બેનો સંગમ તે રાહુલનું સ્વરૂપ. ૧૫-૨૦: રાહુલની નિર્દોષ બાલચેષ્ટાઓનું વર્ણન છે; એમાં પાછળ આવતી સિદ્ધાર્થની મનોદશાનું પ્રતિબિમ્બ જોઇશું ? ૧૯: હેમની ગેંદે=સોનાના દડાથી. ૨૧: અમ્બુધિ=સમુદ્ર. ૨૨: તરણી=નૌકા. ૨૫: મોદમાં=આનન્દમાં. ૨૭: કપિલવસ્તુ=સિદ્ધાર્થના પિતાની નગરી. ૨૯: અન્તરબાષ્પ=હૃદયનો તાપ. ૩૦: ગુપત=છૂપાં. એના હૃદયમાં રહેલા તાપની વરાળ કદી કદી નિઃશ્વાસરૂપે પ્રગટ થતી હતી. ૩૧: કિન્નરો અર્ધમાનુષી ગાયકો તરીકે પ્રસિદ્ધ છે. ૩૨: માયા=સિદ્ધાર્થની માતા. ૩૩: વિલાયાં=લય પામી ગયાં. ૩૪: શમે=શાન્ત થાય. ૩૫-૩૮:

આગળ ઉપર ઊંડી વ્યથાનું દર્શન સિદ્ધાર્થમાં કેવી રીતે થાય છે તે અત્રે વર્ણવ્યું છે. એ વ્યથાનું નિવારણ શોધવાનો ગૂઢ પ્રયત્ન પણ દેખાય છે. ૩૫: નૃપકુમાર=સિદ્ધાર્થ. ૩૭: અનિલ=વાયુ. ૩૮: અશબ્દ=ચૂપ. સ્થિરનેત્ર=સ્થિર છે નેત્ર જેનાં એવો. નભવિતાન=ગગનમંડપ. ૪૦: વાયુમાં પણ સિદ્ધાર્થની વ્યથા પ્રતિબિમ્બિત થઈ હતી. મૂક=શાન્ત. ૪૧: કાન્ત=પતિ. ૪૨: આર્દ્રચિત્તા=આર્દ્ર (ભીનું, કોમળ) છે હૃદય જેનું તે. પતિપ્રિયા=પતિ છે પ્રિય જેને તે. આ બન્ને યશોધરાનાં વિશેષણો છે. અત્રે સાર્થક છે. ૪૩: આર્યા શબ્દ યશોધરા માટે એના સામાન્ય અર્થમાં જ યોજાયો છે. આર્યા=સન્નારી. ૪૩: ૪૪: સિદ્ધાર્થની વેદના વાયુમાં પ્રત્યક્ષ થાય તો યશોધરાના ચિત્તમાં કેમ ન થાય? ૪૫–૫૨: યશોધરા પોતાના હૃદયનો અનુકમ્પ સિદ્ધાર્થને સમજાવી એની વ્યથામાં સમભાગી બનાવવા તેને વિનવે છે. જીવનની ખરી ધન્યતા એને દુઃખભાગી બનવામાં જ જણાય છે. ૫૩–૫૬: યશોધરાને સમજાવવાનો સિદ્ધાર્થનો પ્રયત્ન. ઘડીભર સિદ્ધાર્થ ઉપર યશોધરાનો પ્રેમ વિજય મેળવે છે એમ આપણને પાછળ આવતી પંકિતઓ વાંચતાં જણાય છે. ૫૪: પરસે=સ્પર્શે. નેત્રદાને=દૃષ્ટિ વડે. ૫૯–૬૨: આ શ્લોકમાં બીજી લીટીમાં પણ પુષ્પિતાગ્રાનું વિષમ પાદ જ યોજાયેલું છે છતાં છન્દનું નામ એનું એ જ રાખેલું છે. ૬૨: કવચિત્ મળે તેવા સુખમાં શોભતાં સિદ્ધાર્થ અને યશોધરા. ૬૩–૬૪: સ્વપ્નનું ગૂઢ સૂચન આ શ્લોકમાં છે. ૬૪: લીન=મગ્ન થયેલી. ૬૭–૬૮: એડ્વિન્ આર્નોલ્ડે કરેલો અનેક સ્વપ્નાંઓનો ઉલ્લેખ અત્રે સરખાવવા જેવો છે. ૭૩: લસીને=શોભીને, રમીને. ૭૩–૭૬: ઉષાના ઉલ્લાસ, સન્ધ્યાના સુહાસ, અને ચન્દ્રના વિલાસની ક્ષણિકતા દ્વારા જગતની ક્ષણિકતા નિર્દિષ્ટ થાય છે. ૭૫: રહી–પ્રતિદિન પછી વધી શબ્દ સાર્થ બનત. ૭૬: અમાવાસ્યા=અમાસ. ૭૮: પહેલાં શબ્દ અસ્પષ્ટ હતા; હવે અર્થ અસ્પષ્ટ

રહે છે. ૮૩–૮૪: બાલ્ય, યૌવન, અને જરા એ જીવનનો વિકાસક્રમ કે વિનાશક્રમ ! ૮૫: દુઃખોના દુર્ગન્ધોમાં સિદ્ધાર્થે જોયેલ–માનવ સૃષ્ટિમાં વ્યાપેલ દુઃખોનું સૂચન સમાયેલું છે. ૮૭: સિદ્ધાર્થના હૃદય ઉપર ગીતની વધારે સ્પષ્ટ અસર થાય છે. ૯૧–૯૨: જેનું સર્જન તે સર્વનો અન્તે વિનાશ. ૯૩: ચંડતા=વિકરાળપણું. ૯૪: પ્રતિશબ્દો=પડઘા. ૯૫: સંવેદનો=લાગણીના અનુભવો. ૯૭: ધૃતિબળે=ધૈર્યના બળથી. ૯૯: 'My world! My world! I know, I come.' Light o Asia. ૧૦૦: નવા અનુભવ સાથે નવા પ્રશ્નો પણ અંતરમાં ઘોળાય છે. ૧૦૨: ક્ષુભિત=વિહ્વળ ૧૦૫ ઉદ્વિગ્નચિત્ત=દુઃખિત હૃદયવાળા. ૧૦૬: ભગ્નઉર=ભગ્ન (દુઃખથી) થયું છે હૃદય જેનું તે. ૧૦૯: આલમ્બ=આધાર. ૧૧૨: રોધેલાં=અટકેલાં–અટકાવેલાં. ૧૧૬: ' ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અપૂર્વનો ઝાલ્યો.' ૧૧૮: અગમ્યે=ગહન આકાશમાં. આશ્વાસે=આશ્વાસન આપે. ૧૧૯: ભીરુતા=બીકણપણું. ૧૨૦: પુંજ=ઢગલો. સમસ્ત જગત્ દુઃખમાં ડૂબ્યું હોય ત્યારે આપણાં પોતાનાં સુખોનું ચિન્તવન કરી શાને બેસી રહેવું ? ૧૨૧: અગણ્યા હસ્તો=અસંખ્ય હાથ-તરંગો. માનવોદધિ=મનુષ્યોનો મહાસાગર. ૧૨૨: મહાસંકેત=કર્તવ્ય પથમાં ઝંપલાવવાના મહાન અવસરનું સૂચન ૧૨૩–૨૪: જગતમાં વ્યાપેલા સંતાપને ટૂંક માની માનવો તેમાં પચ્યા રહે છે. ૧૨૫: પરંતુ સંતાપનું રહસ્ય સમજવાની દૃષ્ટિ શું નહિ ઊઘડે ! ૧૨૬: મહાવિનષ્ટિ=મહાવિનાશ. ૧૨૮: 'સુસિદ્ધાર્થ' અને 'જાણતો ને ન જાણતો'—આમાં પ્રત્યક્ષ વિરોધ જણાય છે ખરો; પણ સ્વપ્નની વિગતને અનુલક્ષીને વિચારીએ તો સિદ્ધાર્થે એના જીવનનો અર્થ સિદ્ધ કરી લીધો એમ જણાય છે. અને તેમાં એના ભાવિનો ગૂઢ નિર્દેશ છે. છતાં આ તો સ્વપ્ન છે એટલે 'જાણતો ને ન જાણતો' એ વચનો વાસ્તવિક વિરોધ ઉત્પન્ન કરતાં નથી.

# સુલોચનાનું લોચનદાન

લખાયું તા. ૧૧-૧૨-૧૯૨૭ 'ઉદય' વાર્ષિકમાં પ્રસિદ્ધ થયું.

પ્રો. ઠાકોરે કાપકૂપ કરી 'મદનવિજયી લોચનદાન' એ નામે 'આપણી કવિતા સમૃદ્ધિ' માં છાપ્યું. જે વાર્તામાં કાવ્યનો પ્રસંગ છે તે અત્રે આપેલી છેઃ—

[ભિક્ષુણી શુભા રાજગૃહમાં જીવકના આમ્રવનમાં જતી હતી ત્યાં એક ધૂર્તે એને રોકી. શુભા કહે "વીરા, મેં તારો શું અપરાધ કર્યો છે જેથી તું મારો માર્ગ રોકીને ઊભો છે? અમારે બ્રહ્મચારિણીઓને પુરુષનો સ્પર્શ ન કલ્પે."

ધૂર્તઃ "તારા જેવી બાલિકાને બ્રહ્મચર્ય શું? તારાં ભગવાં વસ્ત્ર ફગાવી દે એટલે આ પુષ્પિત વનમાં આપણે વિહાર કરીએ. વસન્ત ઋતુનો મંગળ આરંભ થયો છે. પુષ્પધારી ઝાડ બધે માધુર્યનું લાણું કરે છે, અને મન્દ પવનથી પ્રેરાઇને સૂસવે છે. વનમાં

એકલી અવગાહન કરીશ તેમાં તને શું સુખ ? ક્રૂર સાવજ, મદોન્મત્ત હાથી આદિ દુષ્ટ પશુઓથી સેવાયેલા નિર્જન તથા ભયંકર મહાવનમાં કોઈ સહાય વિના જવાનું તને કેમ મન થાય છે ? હે અનુપમા, તું તો સુવર્ણની પ્રતિમા અથવા નન્દન વનની અપ્સરા જેવી છે. કાશીનાં સૂક્ષ્મ આછાં આછાં વસ્ત્ર જ તને તો શોભે. આપણે વનમાં વિહાર કરીએ, હું તને બધી વાતે વશ થઇને વર્તીશ. હે કિન્નરી મન્દલોચની, તારાથી કોઇ મને પ્રિય નથી. મારું કહ્યું માન, અને ઘર કરીને સુખી થા. તારે વસવા મહેલ હશે, તારી સેવા કરવા દાસીઓનું જૂથ હશે. કાશીના સૂક્ષ્મ વસ્ત્ર તું પહેર, માળા ધારણ કર, સુગન્ધનો લેપ કર. સોનાનાં તથા હીરામોતીનાં વિવિધ આભરણો તને ઘડાવી દઇશ. ચન્દનના છત્રીપલંગ ઉપર ત્રણ મણની તળાઈ નાંખીને તારે આરામ કરવાનો હશે. આમ ને આમ તારી સુકુમાર દહેલતા કરમાઈ જાય એમાં શું સાર ? "

શુભાઃ " હે ભાઈ, આ શરીર માંસરુધિરાદિથી ભરેલું છે, અન્તે સ્મશાનગામી છે, ક્ષણભંગુર છે. એમાં એવું તે શું દીઠું, કે જેથી તું આમ ભાન ભૂલીને યદ્વા તદ્વા લવારી કરે છે ? "

ધૂર્તઃ " તારી આંખ હરણના જેવી છે, કિન્નરી જેવી છે. તે જોઇને હું ગાંડોાતુર થઇ જાઉં છું. તારી આંખોથી કાંઇ મને વિશેષ પ્રિય નથી. "

શુભાઃ " હે ભાઇ, આ તું ઊંધે માર્ગે ચડયો. આકાશના ચન્દ્રનું રમકડું કરવું છે, મેરુપર્વત ઓળંગવો છે, એવી તારી વાત છે. બુદ્ધની દીકરીને છંછેડવી તે સૂતી સિંહણને જગાડવા જેવું છે. આ આંખ શું વસ્તુ છે ! ઝાડની બખોલમાં જાણે દડો મૂક્યો હોય ને એમાં વચ્ચે પરપોટો હોય, ખારાં આંસુ હોય. લે આ તારી આંખ" એમ કહેતીકને શુભાએ અનાસક્તિપૂર્વક રૂંવાડુંય ફરકવા દીધા વિના પોતાની આંખ કાઢીને ધૂર્તના હાથમાં મૂકી.

ધૂર્તનો તો જીવ જ ઊડી ગયો, ને એ શુભાને પગે પડીને બોલ્યો, 'બ્હેન, મને ક્ષમા કર. જેમ તેમ કરીને તારી આંખ સાજી કર. ફરીને આવું કોઇ દી નહિં કરૂં.'

( થેરીગાથા–તિસંનિપાત ) દેસાઇ વાલજી ગોવિંદજી.]

( નવજીવન તા. ૪–૧૨–૧૯૨૭ )

૧–૧૬: આ પંક્તિઓ પ્રો. ઠાકોરે ઉડાવી દીધી છે. ૧: મહાતિમિર=મહાન્ અન્ધકાર. ૨: ભયમુગ્ધ ભયથી મુગ્ધ કે મૂઢ? 'ભય મૂઢ શાં' ઉચિત લાગે. ૩ કાસારે=સરોવર પણ. કલાન્ત=થાકી ગયેલું. ૪: તમશાં પાપથી દાઝતાં હતાં? કયું પાપ? કાવ્યના વસ્તુમાં આવે છે તે–જેનું પ્રતીક અહિં અન્ધકાર છે. ૬: ગિરિમાર્ગ=પર્વત ઉપરનો–આજુબાજુનો માર્ગ. ૭: વક્ષઃસ્થલે=છાતી ઉપર. ૫–૮: આ શ્લોકમાં ચાલનારની વિચારદશા અને મનોમન્થનનું પ્રતિબિમ્બ છે. ૯: ઠેસથી કાર્યની અનિષ્ટતા કવિ સૂચવવા માગે છે. પણ ચાલનાર ક્ષણમાત્ર વિચાર કરી આગળ વધે છે. ૧૧: યૌવનાનિલ=જવાનીનો પવન. ૧૨: દગ=નેત્ર. ૧૩: કામસાંગ=કામ તે જ સાંગ. ૧૬: અવશ=નિરાધાર. ગર્ત=ખાડો. ૧૩–૧૬: આંતરિક યુદ્ધમાં પરાજય વર્ણવેલો છે. ૧૭: લલિતલોચના=સુંદર આંખોવાળી ૧૮: સુવર્ણા=સોનાના જેવા રંગવાળી. શિખાનું વિશેષણ છે. નીરવા=શાન્ત. નિર્વાણ=બૌદ્ધોનું મુક્તિનું સ્વરૂપ. નિર્વાણરૂપ અગ્નિની જ્યોત તે બાલા; કારણ કે એની સાત્ત્વિકતામાં પાપને ભસ્મસાત્ કરવાનું પ્રાબલ્ય હતું. ૧૯: બુદ્ધ ભગવાનના બોધનું સાક્ષાત્ સ્વરૂપ; કૃશાંગી–તપઃસાધનાને લીધે. ૨૦: વસુંધરા=પૃથ્વી. જેમ પૃથ્વીના ગર્ભમાં જલ ભરેલું છે તેમ એના અન્તરમાં પ્રેમ–પ્રાણીમાત્ર માટે સાત્ત્વિક પ્રેમ ભરેલો હતો. ૨૧ ધુરંધરા=અગ્રણી. ૨૨: આત્મલોચના=આત્મા જ જેનું લોચન છે એવી. અન્ધકારબદ્ધ વિશ્વ માટે પહેલો શ્લોક જુઓ. ૨૩: દલધીમો=શ્વાસ જેટલો ધીમો. ૨૪: વિકાસે=વિસ્તારે. ઉત્કંઠ=ઊંચી ડોકવાળી. ૨૬:

ભિક્ખુ આજે ભિક્ખુણીના વાસમાં ક્યાંથી? ૨૭–૩૦: ઉપરના શ્લોકમાં ઉત્પન્ન થયેલ આશંકા પર બાલાનો અન્તરાત્મા કેવો વિજય મેળવે છે એ વર્ણવતી આ પંક્તિઓ પણ પ્રો. ઠાકોરે છોડી દીધી છે. પુણ્યપીયૂષ=પુણ્યરૂપી અમૃત. ૩૨: ભિક્ખુના મુખ પરથી તપ:પ્રભાવ આજે અદશ્ય થયો હતો. ૩૪: સહોદરાવૃત્તિ=ભગિની ભાવ. ૩૬: ગ્રહેલું=ગ્રેલું થયેલું. ૪૩: સ્મર=કામ. ૪૪: તપસ્વિનીના શબ્દરૂપી વાયુની ફૂંકે સાધુના હૃદયમાં ધૂંધી રહેલો કામાગ્નિ પ્રજ્વલિત થયો અને એની શિખા વાણીરૂપે પ્રત્યક્ષ બની. ૪૬: શશિશીતલા=ચન્દ્ર જેવી શીતળ. કામાન્ધને ખબર નથી કે વસ્તુતઃ એ પીયૂષવર્ષણ નથી યાચતો. ૪૯: અનભિજ્ઞ=કામીની માગણીથી અણજાણ. ૫૨–૫૮: ભિક્ષુએ કરવા ધારેલું પાપ કેટલું ઘોર હતું અને તેથી કુદરત કેવી કંપી ઊઠી તે આ બે શ્લોકોમાં વર્ણવ્યું છે. બીજો શ્લોક પ્રો. ઠાકોરે છોડી દીધો છે. ૫૫: ઉગ્ર=પ્રચંડ. ૫૮: છળી=ચમકી. ૫૯: મહા અનલ=ભગવાન શંકરના ત્રીજા નેત્રમાં વસે છે તેવો કામદાહક પવિત્ર અગ્નિ. પણ બાળા આ ક્રોધને સંયમથી દબાવીને પ્રેમથી જ ઉત્તર આપે છે. ૬૩–૬૬: આપણે બન્ને ભગવાન બુદ્ધનાં બાળકો એટલે સહોદર નહિં છતાં સહોદરભાવથી બંધાયેલાં તો ખરાં જ. ૬૬: વિતથ=નિષ્ફળ. ૬૭–૬૮: મ્હને તું બ્હેન ન ગણ તો પણ નીતિવિરુદ્ધ ત્હારાથી કેમ આચરણ થાય? આ બે પંક્તિઓ પણ પ્રો. ઠાકોરે નથી લીધી! ૭૪: ઘેલો ભિક્ખુ શીલહિંસા કરતાં વારનાર સુલોચનાને પ્રેમહિંસા ન કરવા ચેતાવે છે! ૭૨–૭૩: પ્રો. ઠાકોરે નથી લીધી. ૭૧–૭૪: ભિક્ષુએ ગૂંથેલી ભ્રમની જાળ આ પંક્તિઓમાં છે. ૮૩–૮૪: ભાઇ, તું કુમાર્ગે જાય છે એ કેમ જોતો નથી! જરા હૃદયમાં ઊંડો તો ઉતર. આ બે પંક્તિ પણ પ્રો. ઠાકોરે છોડી દીધી છે. ૮૭–૮૯: આ પંક્તિઓ પણ 'કવિતા સમૃદ્ધ'માં નથી લેવાઇ. દેહનો ગોળ મધુપાત્ર જેવો દેખાય પણ

વસ્તુતઃ તે ઝેરનું જ પાત્ર છે. અને એનો સ્પર્શમાત્ર માનવના પુણ્યરૂપી દેહને વીંધી નાખે છે. ૯૦-૯૩: તમિસ્રા=રાત્રિ. રાત્રિના અન્ધકારે પ્રકાશને આવર્યો હતો તેમ કામરાત્રિએ ભિક્ષુના આંતર જ્યોતિને આવરી લીધો હતો. આ પંક્તિઓ પણ પ્રો. ઠાકોરની કાપકૂપમાં આવી ગઇ છે. ૯૪-૯૭: ભિક્ખુનો અસંબદ્ધ પ્રલાપ છે. એટલે 'રસ' શબ્દનો આટલો બધો દુરુપયોગ થયો છે. 'દયા' નું પણ તેમ જ છે. ૯૯: તમ-ક્રોધથી ?-પાપને પ્રજાળવાની ઉગ્ર તેજોવૃત્તિથી. ૧૦૧: અંધ=કામાંધ. ૧૦૨: ચારુશીલા=પવિત્ર આચરણવાળી ૧૦૫: સરલ હૃદય ને બહુવ્રીહિ લઇ દોષ કાઢવા કરતાં 'હૃદય' ને તૃતીયામાં ગણવો એ સારું છે. પણ વસ્તુતઃ 'હૃદય' 'ઇચ્છે'નો કર્તા છે. જેમાં દયાનાં મીઠાં જળ વહ્યાં તે હૃદય. ૧૦૮: ચામે=ચામડાથી. ૧૧૦: અમી નિર્ગળતાં=અમૃત ઝરતાં. ૧૧૧-૧૧૪: બ્હેન શબ્દનો ઉચ્ચાર સ્વાભાવિક રીતે જ ભિક્ખુના મુખથી થાય છે. એનો ભગિનીભાવ પાછો જાગ્રત્ થાય છે. શિવે નેત્રથી કામને બાળ્યો; સુન્દરીઓ નેત્રથી જ કામને જીવાડે છે એવું એક રસિક કવિએ કહ્યું છે; સુલોચનાએ પણ નેત્રવડે જ નવીન રીતે કામનો પરાજય અત્રે કર્યો છે. સુલોચનાની નેત્રદાનની ક્રિયા જેટલી ત્વરાવાળી છે એટલો જ કાવ્યનો અન્ત પણ ત્વરિત છે.



## શસ્ત્રસંન્યાસ

લખાયું જુન ૧૯૩૨; અત્રે પહેલીજ વાર પ્રસિદ્ધ થાય છે.

**૩-૪:** ભૂતકાળની ઇતિહાસવાર્તા અને ભાવિનું રહસ્ય કહેતો સમુદ્ર કૃષ્ણના ચિત્તને જાગ્રત્ કરે છે. **૯-૧૦:** સ્થલકાલને ભેદનારી કૃષ્ણની દિવ્ય દૃષ્ટિ સમક્ષ ભાવિ દૃશ્યોની પરંપરા ખડી થાય છે, અને તેનાં દર્શનથી એ દૃષ્ટિ વિહ્વળ બને છે. **૧૨:** ભાળે=જુએ. ભીષ્મનો ક્રોધાગ્નિ અસંખ્ય જ્વાળાઓથી જાણે દિગન્તોને વીંટી વળ્યો છે! **૧૪:** દિશાઓને ભેદતી આ કરુણ હાય કોની? પૃથ્વી માતાની? **૧૭:** શતધાર=સો ધારવાળું. **૧૯-૨૧:** દ્રૌપદીના સૌમ્ય સ્વરૂપનું વર્ણન છે. વીસમી પંક્તિ વંશસ્થ વૃત્તની છે. સંસ્કારિતાની શાન્ત પ્રતિષ્ઠારૂપ, સતીત્વની મૂર્તિમંત ભાવનારૂપ, પાંડવોમાં અનન્ય ભક્તિ ધરાવનાર દ્રૌપદીનું સ્વરૂપ કૃષ્ણને કેવું દેખાય છે તે પછી આવે છે. **૨૨-૩૦:** પ્રગલ્ભ દ્રૌપદી કાલરાત્રિ બને છે, એનાં વિકરાલ

નેત્રોમાંથી અંગારા વરસે છે, હાથમાં એ ત્રિશળ ઊછાળે છે, અને ટોપવાળાં શત્રુઓનાં શિર વડે રમતી એ લોહીથી એ પોતાના હાથ ધુએ છે. જગતનું ભક્ષણ કરવા પ્રવૃત્ત થયેલી જાણે જોગમાયા! ૨૮ આદ્યશકિત=સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલયના કારણરૂપ મૂળ શકિત. ૩૦: ગ્રાસ=કોળિયો, ગ્રસતી–ગળી જતી. ૩૧: ભીમ રુદ્રનો અંશ મનાય છે, પણ અહિં તો પાંચે પાંડવોને રુદ્રરૂપ કલ્પ્યા છે. પુરાણોમાં રુદ્રો અગિયાર માનેલા છે. ૩૪: યુગમૂર્તિ યુગના પ્રતિનિધિ–અધિષ્ઠાતા. ૩૫–૩૮: આવેશમાં યુગોની પરંપરાને વિલુપ્ત કરી ભૂમિને મુકત બનાવવાની ઇચ્છા કૃષ્ણને થાય છે. ૪૧: સંયમદંડધારક=સંયમરૂપી દંડ ધારણ કરનાર શ્રીકૃષ્ણ; જેણે પોતાના મનનું શાસન કરવા સંયમદંડ ધાર્યો હતો તે. ૪૩ પ્રવાત=પ્રબળ વાયુ. ૪૪ ભીષણશબ્દ–પ્રવાતનું વિશેષણ છે. ૪૫: ઝંઝાનિલો=વંટોળિયા. ૪૮: તમિસ્ર=અન્ધકાર. ડારે=ડરાવે. ૫૦: મહાપ્રકાશ=the Eternal Light. ૫૧–૫૧: ભાવિનાં આ દર્શન પછી પણ કૃષ્ણ પોતાના કર્તવ્યપથનો નિર્ણય જલદી કરી શકતા નથી. પરંતુ એની પ્રબળ શકિત એને એક માર્ગ સૂઝાડે છે. ૫૫: શસ્ત્રસંન્યાસ શસ્ત્રનો ત્યાગ. દીક્ષા=વ્રત. શસ્ત્ર નહિં ધારણ કરવાનું વ્રત. ૫૬: જીવનનાયક=સંસારના જીવનને દોરનાર. ૫૭ સુદર્શન ચક્રને નામ પ્રમાણે ગુણ ધારણ કરવાને કહે છે. ૬૧–૬૨ ચન્દ્રમા પણ શ્રી કૃષ્ણના હૃદયમાં રહેલા પ્રશ્નોનો પડઘો પાડે છે. ૬૫ કાલિમા=કાળાશ. ૬૬: યુદ્ધમાં પ્રવર્તતા સંહારથી જગતનો એકાત્મભાવ વિનાશ પામશે? ૬૭: રૂપાન્તરે–અન્ય સ્વરૂપે. ૭૨: શોક, વિહ્વલતા અને શ્રમને પરિણામે કૃષ્ણના હૃદયમાંથી નિઃશ્વાસ ઊઠે છે. ૭૪: વિકૃત=બેડોળ. ૭૬ ઉડુનેત્ર=તારકરૂપી નેત્રો. છેલ્લા શ્લોકમાં કૃષ્ણે 'નિરખેલ ભાવિનું જાણે કે ગૂઢ સૂચન છે. આ શ્લોકમાં બધાં ચરણોમાં પુષ્પિતાગ્રાનો સમપાદ આવેલ છે એટલે નામ સમ–પુષ્પિતાગ્રા રાખ્યું છે.



## દામ્પત્ય

લખાયું તા. ૨૨–૮–૧૯૨૮;  પ્ર. 'કૌમુદી' ત્રૈમાસિકમાં.

૧: વિલોલસલિલા=તરંગવાળા જળવાળી. સાન્ધ્ય=સંધ્યાનું ૨: વ્યંજે=વ્યક્ત કરે; દર્શાવે. ૫: અંતરલીન=અંતઃ સ્વરૂપમાં નિમગ્ન. ૧૦: આકાશમાંથી દેવો જાણે તારકોરૂપી પુષ્પો વેરે છે. ૧૫–૧૬: બધા વિશ્વની એકત્ર કરેલી સુંદરતાની મૂર્તિ જેવી બાલબાળા પગલાં ભરતી જાય છે અને એને પગલે પગલે પ્રકાશ પથરાય છે. ૨૧: હૃદયની બધી લાગણીઓ પ્રવાહરૂપે વહેવા માંડે છે. ૨૩–૨૪: યોગી અંતઃસૃષ્ટિ સાથે એકાગ્રતા સાધી તેમાં લીન બનેલ છે; પણ એ સૃષ્ટિદ્વારા બ્રહ્માંડમાં મગ્ન થવાય છે એટલે અહિં યોગી પણ ઇન્દ્રિયથી પર એવું સદોદિત ગાન સાંભળે છે. ૨૫–૨૬: બાલાની ગતિ અને વૃત્તિમાં આ એકાએક ફેરફાર શાથી ? ૨૭: તપોધન=તપ એ જ ધન. ૩૦: ગર્હિત= નિંદ્ય. ૩૨: સુદઢ–વિચારમાં અને ગતિમાં પણ. ૩૫: એનું સંગીત

વિશ્વોદ્યાનની શાન્તિને તો નહિં ભેદે ! ૩૭-૩૮: આત્માના ગાનમાં જ વિશ્વવિલાસની પ્રતીતિ છે. ૩૯: હલક=કંઠ. ૪૧-૪૨: પણ શ્રવણ-પારના ગાનમાં લીન બનેલ યતિને આ ગીત કેમ ડોલાવે ? પરન્તુ આ ગીતની પાછળ પણ આત્મા જ રહેલો છે. અને એ આત્માનો યતિની આત્મતન્ત્રી જોડે સંવાદ સધાય છે. ૫૨: કપાળ પરનાં પર-સેવાનાં ટીપાં કલાના શુદ્ધ સ્વરૂપના અનુભવનું પરિણામ છે. સાથે સાથે ધ્યાનનો મન્દ ભંગ પણ સૂચિત છે. ૫૬ સંવાદિની=નૃત્યના તાલમાં પરસ્પર મેળ લેતી. ૫૯: કંઇ=સ્હેજ. ૬૧-૬૪: માત્ર દેહ તરફ લક્ષ હોય તો વેષપરિવર્તનથી છેતરાઇ જવાય. પણ આત્માનો પરિચય અને સહકાર સધાયો હોય ત્યાં વેષ જેવા ઉપાધિ કેમ નડે ? ૬૯-૭૦: વાયુ આત્મૈક્યના ગાનના સૂર વિશ્વમાં ફેલાવે છે એટલે દિવ્ય આહ્લાદ જગતમાં વ્યાપે છે.



# સુવર્ણદ્વારિકાનું સાગરનિમજ્જન

લખાયું તા. ૧૨–૧૧–૧૯૨૯; પ્રસિદ્ધ થયું 'વસન્ત' માં.

મહાભારત અને અન્ય પુરાણોમાં દ્વારિકાના સાગરનિમજ્જનનો ઉલ્લેખ થયેલો છે.

इमां च नगरीं सद्यः * * * ।
प्राकाराट्टालकोपेतां समुद्रः प्लावयिष्यति ॥

* * *

* * * सागरो मकरालयः ।
द्वारकां रत्नसंपूर्णां जलेनाप्लावयत्तदा ॥

( મહાભારત )*

द्वारकां च मया त्यक्तां समुद्रः प्लावयिष्यति ।

* * *

प्लावयामास तां शून्यां द्वारकां च महोदधिः ।

( વિષ્ણુપુરાણ )*

द्वारकां हरिणा त्यक्तां समुद्रोऽप्लावयत्क्षणात् ।

( ભાગવત )*

---

* આ શ્લોકો માટે હું શ્રી. કલ્યાણરાય જોશીના એક લેખનો ઋણી છું.

૧: શિથિલ=ઝાંખી. શશિકલાની પેઠે રવિકલા એવો પ્રયોગ થઇ શકે? સૂર્યમાં ક્યાં કલાઓ છે? એટલે અહિં તો સૂર્યબિમ્બ એ જ અર્થ ઉદ્દિષ્ટ છે. ૧–૪: અન્ધકાર, પ્રચંડ વાયુ, ઘેલો સમુદ્ર, અને આગળ આવતાં વાદળસેના અને વીજળી સર્વે પ્રલયનાં સાધનો છે. ૪: વિભ્રમે છે=ડોળે છે. ૫: મહામેઘસેના=મ્હોટાં વાદળાંઓની સેના. ૮: યુગનો પ્રલય કરનાર શક્તિના ક્રોધની જ્વાળા જેવી વીજળી ભીષણ ચમકાર કરે છે. ૯–૧૦: વાદળની સેનામાંથી આજે સૃષ્ટિને પોષક નહિં પણ તેનો વિનાશ કરનારું જળ વરસે છે. ૧૨: સમુદ્રના તરંગો પણ આજે માઝા મૂકે છે. ૧૪: ફીણરૂપી દાઢોને લીધે ભયંકર લાગતાં જલનાં સૈન્યો. ૧૬: આ બાબત મહાભારત અને પુરાણોના વર્ણનથી વિરુદ્ધ જાય છે. કારણ કે 'માણસો ચાલ્યા ગયા પછી શૂન્ય દ્વારિકાને સમુદ્રે ડુબાડી' એવું વર્ણન ત્યાં છે; એટલે પૌરના આર્તનાદનો સંભવ ન હોય. ૧૭: હેમના=સોનાના. ૧૮: અતલ=તળિયા વગરને ઊંડાણે ૨૧: આસ્યચંદ્રા=મુખરૂપી ચંદ્ર. ૨૨: અમૃતધવલ—આસ્યચંદ્રાનું વિશેષણ છે. ૨૫: વિધુ=ચંદ્ર. ૨૯: જવાની=યૌવન. ૩૩–૩૪ કલ્પનામાં આવતાં બધાં ઉપમાનોમાં સાદૃશ્યધર્મ જણાતો નથી એટલે ઉપમાની સંયોજના કેમ સંભવે? ૩૭: યુગનો પ્રલય કરવાને સમર્થ એવાં નીરમાં દ્વારિકા ડૂબે છે. ૩૮: મહાભારત ને પુરાણોમાં ભગવાન કૃષ્ણનું ઘર એક જ ડૂબ્યા વગરનું રહ્યું એવો ઉલ્લેખ છે પણ અહિં તેમ ઉદ્દિષ્ટ હોય એમ જણાતું નથી. ૩૯: શંકર પ્રલયના અધિષ્ઠાતા દેવ છે. ૪૧: દ્વારિકાના વિનાશમાં વિશ્વનો વિનાશ લક્ષિત છે. ૪૩–૪૪: દ્વારિકાનો સમુદ્રના નીરમાં લય થયો તેમ આત્માનો બ્રહ્મનીરમાં લય કરવા પીપોભક્ત પ્રવૃત્ત થાય છે. ૪૫: આત્મા દેહબંધોમાંથી મુક્ત થતાં દિવ્ય આનંદ અને ઉલ્લાસ અનુભવે છે, આ પ્રમાણે સુરમ્ય દ્વારિકાના ભવ્ય છતાં દારુણ સાગર નિમજ્જનનું નિરૂપણ કરતાં કાવ્યનો અંત તો સુભગ જ છે.

# પરિશિષ્ટ

( શ્રી. બ. ક. ઠાકોરનું વક્તવ્ય )

વિષય: ' સુલોચનાનું લોચનદાન ' એમાંથી આરંભની કેટલીક કડી અને વચ્ચેથી થોડું છોડી દીધું છે. લોચનદાન આપીને પણ કામને હરાવી સુલોચના ભિક્ષુ તર્ફે સાચું ભગિનીકર્તવ્ય બજાવે છે, એ અદ્ભુત કરુણ વિષયનું આ આલેખન સંયમી અને સુરેખ છે, સાથે એના કર્તા વિષે આશાજનક પણ લાગે છે. મણિશંકરના "વસંતવિજય ' ની ખામી વસ્તુનો વેગ અતિમંદ, એનાથી આ કૃતિ મુક્ત છે, તો મણિશંકરનું ભાષાલય–પ્રભુત્વ પણ અહીં જણાતું નથી. ' જરૂર ' માં રૂ લઘુ ગણવો, 'અસુર' માં સુ ગુરુ ગણવો, વગેરે કેવળ બેદરકારી કહેવાય.

લલિતલોચના, કરુણાપરા, શશિશીતલા, સરલ હૃદય (?) મુદબાલા–એ સુલોચનાને વર્ણવતાં વિશેષણોમાં વૈવિધ્ય છે.

*　　　　*　　　　*

તૃષ્ણા જ દુઃખ અને ભવપરંપરાના લખચોર્યાશી ફેરાનું મૂલ

તેને ઉખેડી નાખતાં આત્મા જે મુક્ત દશાની શાશ્વત સ્થિતિ મેળવે છે, તેને બૌદ્ધદર્શનમાં ‘ નિર્વાણ ’ કહે છે. * * * નિર્વાણ માટે પ્રકાશનું જ ઉપમાન ઘટે, પ્રકાશ અને તાપ બંને જેનાં લક્ષણ તે અગ્નિનું ઉપમાન એટલું ઉચિત ન ગણાય.

* * *

**ત્હારાં લોચનો શાં સુ.** એટલું બોલે છે ત્યાં જ નાયિકા પોતાની આંખો હાથે ઉખેડી નાંખીને એના હાથમાં મૂકી દેછે. તું મોહ્યો આ આંખો પર ને? ત્હારા જેવા ભાઇને ઉગારવા તો લે એ આંખોની જ કુરબાની! અને આ અદ્‌ભુત, આ રૌદ્ર, આ બીભત્સ પણ કરુણ લક્ષ્યવેધી આચરણથી ભિક્ષુનો મદનાવેશ તત્ક્ષણ પીગળી જાય છે; મદનાવેશની જડતારૂપ શિલા તુટી પડે છે, અને પ્રાયશ્ચિત્તના, તેમ સુલોચના પ્રતિ દયા, સ્નેહ અને ભક્તિભાવના શ્રાવણ અને ભાદરવો એની આંખમાંથી વર્ષી રહે છે.

મિતાક્ષરતાને મોટો ગુણ ગણું છું, તથાપિ ઉમેરવું પ્રાપ્ત થાય છે જે છેલ્લી કડીમાં છે એટલી બધી મિતાક્ષરતા દુર્બોધતા ગણાય.

* * *

આવો બનાવનું વર્ણન (શબ્દોમાં) અયોગ્ય નથી તેટલું એનું ચિત્ર અયોગ્ય બને, અને ચિત્ર કરતાં પણ વધારે અયોગ્ય એવા બનાવનું તખ્તા ઉપર નિરૂપણ બને. જુવો જર્મન વિવેચક લેસિંગ એની લઓકૂન (Laokoon) મૂર્તિજૂથની ચર્ચામાં જુદી જુદી કલાઓની જુદીજુદી મર્યાદાઓને લગતા વિવેક માટે કરાવેલું દિગ્દર્શનઃ જે એના મત પ્રકટ થયા ત્યારથીજ એ જાતના વિષયોના સમ્બન્ધમાં સૌ સ્વીકારે છે.

(‘ આપણી કવિતા સમૃદ્ધિ ’ પૃષ્ઠ ૧૩૬–૧૩૮)

---